૨૦૧-૦૦ શાહ મગનલાલ મોતીચંદ પનારવાલાના સુપુત્રી રસીલાબેને કરેલ અઠ્ઠાઈની તપસ્યા નિમિત્તે, મગનલાલ મોહનલાલની કંપની તરફથી.

૫૧-૦૦ શાહ જયંતીલાલ છગનભાઈએ કરેલ ૧૬ ઉપવાસની તપસ્યા નિમિત્તે તેમના ધર્મપત્ની સુશીલાબેન તરફથી.

૫૧-૦૦ મંછાબેન ભીખાભાઈએ કરેલ તપસ્યા નિમિત્તે તેમના સુપુત્રો તરફથી

૧૦૧-૦૦ સ્વ૦ વસંતલાલ ફકીરચંદ શાહના સ્મરણાર્થે તેમના ધર્મપત્ની પુષ્પાબેન તથા સુપુત્ર ગૌતમકુમાર તરફથી.

૧૦૧-૦૦ વયોવૃદ્ધ પ્રશાતમૂર્તિ સ્વ૦ સાધ્વીજીશ્રી હીરશ્રીજી મ. ના શિષ્યા સા૦ પુષ્પાશ્રીજી મ૦ ના પરમ વિનયી શિષ્યા સા૦ મનકશ્રીજી મ૦ ની શુભપ્રેરણાથી થયેલ જ્ઞાનખાતાની આવકમાંથી જ્ઞાનભક્તિ નિમિત્તે બેનો તરફથી.

૧૦૧-૦૦ પ પૂ૦ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મ૦ ના સમુદાયના વિદુષી સાધ્વીજી શ્રીઅનોપશ્રીજી મ૦ ના શિષ્યા સાધ્વીજી શ્રીમનોહરશ્રીજી મ૦ ના શિષ્યા કાર્યદક્ષા વિદુષી સાધ્વીજી શ્રી દમયંતીશ્રીજી મ૦ તથા તેમના સુશિષ્યા કુમુદશ્રીજી મ૦ ની પ્રેરણાથી જ્ઞાનભક્તિ નિમિત્તે બેનો તરફથી.
શ્રીસમેતશિખર તીર્થોદ્ધારિકા, તપસ્વી, કાર્યદક્ષા વિદુષી સાધ્વીજી શ્રીરંજનશ્રી જી. મ૦ ના પરમવિનયી સુશિષ્યા સાધ્વીજી શ્રીપ્રવિણશ્રીજી મ૦ ની શુભ પ્રેરણાથી જ્ઞાન-ભક્તિમાં ભેટ.

૧૦૧-૦૦ જલગામ નિવાસી શાહ રતીલાલ મગનલાલના સ્મરણાર્થે તેમનાં ધર્મપત્ની જયાબેન તથા સુપુત્રો ચંદ્રકાન્તભાઈ તથા અનંતભાઈ તરફથી.

ઉપયોગી હોઈ અહીં તેની નકલ આપવામાં આવે છે. માત્ર આ નકલ નવપદને અંગે હોવાથી બીજા તપવાળાઓએ પોતપોતાના તપની પદ સંખ્યા ધ્યાનમાં લઇ તે તે સંખ્યા પ્રમાણે આ વસ્તુઓ કરવી એટલી સૂચના છે.

## નવપદજીની ઓળીના ઉજમણાનો વિધિ.

આસો સુદિ સાતમથી આંબિલ કરવાં શરૂ કરી પૂનમના દિવસ લગી નવ આંબિલ કરવાં એવી નવ ઓળી કરી જ્યારે નવે નવે એકાશી આંબિલની ઓળી પૂર્ણ થાય ત્યારે સાડાચાર વર્ષે નવપદજીની ઓળીનું વ્રત પૂર્ણ થયે ઉદ્યાપન–ઉજમણું કરવું જેથી વ્રતની સફળતા સ્વાધીન થાય છે.

હાલના રિવાજ મુજબ પોતાના વિશાળ સુંદર મકાનની અંદર અગર વિશાળ જિનભુવનમાં ઉજમણાની રચના રચવી એટલે કે લીંપી ધોળી રંગી પવિત્ર કરેલા ને સ્વચ્છ હવાવાળા મકાનમાં સિદ્ધચક્રજીના મંડપની રચના કરી તે આઠ પાંખડીવાળા ગર્ભયુક્ત કમળની સ્થાપના કરી ધોળા ધાન્યથી શ્રીઅરિહંતજીની મધ્યગર્ભમાં સ્થાપના કરી પૂર્વની પાંખડીમાં રાતા ધાનથી સિદ્ધપદનું, દક્ષિણ પાંખડીમાં પીળા ધાનથી આચાર્યજીનું, પશ્ચિમ પાંખડીમાં નીલા ધાનથી ઉપાધ્યાયજીનું અને ઉત્તર પાંખડીમાં શ્યામ રંગના ધાનથી સાધુપદનું સ્થાપન કરી બાકી વિદિશિએ ધોળા ધાનથી જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપપદની સ્થાપના કરવી. ને પાંખડીઓની બાજુ રાતા ધાનની તે પછી પીળા ધાનની અને તે પછી ધોળા ધાનની, સંગતવાળા કાંગરા કરી નવગઢ કરવા.

રકાબી, ઘંટડી, નવકારવાળી, થાપના, આચમની, ત્રાંબાકુંડી, અષ્ટમંગલિક, આરતિ, ધૂપધાણા, મંગળદીપક, ચંદરવા, પુંઠિયાં તોરણ, વાસકુંપી કાંબળી, પછેડી, છત્ર, ચામર, મોરપીંછી, વાટકી, કચોળા, થાળી, પૂંજણી, ઓરસીઆ, દીવા, બાજોઠ, ધજા, ઘંટ, દંડાસણ, દાંડા, તાંબડી-થાપનના ઉપકરણ, વાટકા, અમરબત્તિ, બરાસ અગર પ્યાલા, શ્રીપાલ-જીના રાસના પુસ્તકો, દીપ, રૂમાલ, પાઠા, ઠવણી, કવળી, સાપડી, લેખણ, ચાકુ, કાતર, દાબડા, દાબડી, ખડિયા, હિંગળોકિયાં, પાટલી, ઓળીઆ, કાંટિયા, પાટી, પુસ્તક રાખવાના ડબ્બા, દોરા, ચાબખી, વાસક્ષેપના વાટવા, વતરણાં, કાંબી, આંકણી, પાત્રાં, પડલા, ઝોળી, ચોળપટા, સથારીયા, ઓઘાની દાંડી, કાંબળા, કપડા, ડાંડા, ઓઘા, મુહપત્તિ, કલ્પસૂત્ર, તરપણી, ચરવળા, તેની દાંડી, સુપડી, સાહીના પડીકાં એ બધી જ્ઞાન દર્શન ચારિત્ર સંબંધી નવ ચીજો લેવી. તથા હીરા ૩૪, રાતીચુની ૩૧, પીરોજા ૩૬, નીલચુનીઓ ૨૫, ચનિ ૨૭, મોતી ૧૩૮, રૂપાના વરખ ૧૦૦, સોનાના વરખ ૧૦૦, સાખેણુ દાર ૧, પંચવર્ણી શ્રીફળના ગોળા, નવ ગ્રહની સ્થાપના, અને વિવિધ મેવામિષ્ટાન્ન વિગેરે નવપદજી આગળ ધરવાં, નવ દિવસ નવપદની પૂજા, ભાવના, પ્રભાવના, સ્વામિવાત્સલ સહિત પ્રાણી જીવનનો લ્હાવ લઈ નવપદજીનું વ્રત અનુઆળવું જેથી ઉભય ભવમાં અપાર આનંદમંગળ પ્રાપ્ત થાય છે.

અંતમાં આ 'તપ અને ઉદ્યાપન' ના વાંચન–મનન દ્વારા ભવ્ય જીવો આરાધના કરો એજ અભ્યર્થના.

વિક્રમ સંવત ૨૦૨૭
ભાદરવા સુદ બીજ ૧ રવિવાર તા. ૨૨-૮-૭૧
મહાવીરસ્વામી જન્મવાંચનદિન
સુરત.

લી.
મદ્રાસી પાનાચંદ સાકેરચંદ
ઝવેરી શાન્તિચંદ છગનભાઈ

કરનાર, પૂજ્યપાદ, આગમવાચનાદાતા, આગમપુરૂષના ઉપદેશક યુગપ્રધાન-સદૃશ વિક્રમ સંવત્ ૧૯૯૯ ના મહા વદ ૨ આગમમંદિરમાં બીરાજમાન પ્રતિમાજી આદિની અંજનશલાકા અને મહા વદ ૫ ના પ્રતિષ્ઠા પાલીતાણામાં તથા વિક્રમસંવત્ ૨૦૦૪ ના મહા સુદ-૩ શુક્રવારે શ્રી વર્દ્ધમાન જૈન તામ્રપત્રાગમમંદિરમાં બીરાજમાન પ્રતિમાજી આદિની પ્રતિષ્ઠા કરાવનાર અને સુરત. શેઠ મંછુભાઈ દીપચંદની ધર્મશાળામાં વિક્રમ સંવત્ ૨૦૦૫ના ચાતુર્માસમાં પોતાનો અંતસમય જાણી અંતિમ આરાધના માટે "આરાધના-માર્ગ" નામના ગ્રંથની રચના કરનારા, વિક્રમસંવત્ ૨૦૦૬ ના વૈશાખ સુદ ૫ થી પંદર દિવસ અનશન સ્વીકારવા પૂર્વક અર્ધપદ્માસને મૌન અવસ્થામાં રહી તેમાં જ વિક્રમ સંવત્ ૨૦૦૬ના વૈશાખ વદ-૫ શનિવાર સ્ટા૦ ટા૦ ૪ ક. ૩૨ મિ. અમૃતને ચોઘડીએ પોતાના અનન્ય-પટ્ટધર ગચ્છાધિપતિ આચાર્યદેવશ્રી માણિક્યસાગર-સૂરીશ્વરજી મહારાજના સન્મુખે ચતુર્વિધ સંઘની હાજરીમાં નમસ્કાર-મહામંત્રનું સ્મરણ કરતા કરતા **નિર્વાણ પામ્યા.**

પૂજ્ય ગુરૂદેવશ્રી તો ચાલ્યા ગયા પણ આપણા માટે તેઓશ્રીની [illegible] માટે સુરત શહેરની અંદર ગોપીપુરામાં શ્રી વર્ધમાન જૈન તામ્રપત્રાગમમંદિર છે તેની સામે જ સરકારી સ્પેશીઅલ પરવાનગી લઈને શ્રી આગમોદ્ધારક-સંસ્થાની પોતાની જગ્યામાં પ૦ પૂ૦ આગમોદ્ધારક ગુરૂદેવશ્રીનો અગ્નિસંસ્કાર કરવામાં આવેલ છે, અને તેજ જગ્યા ઉપર રૂ. [illegible] ના ખર્ચે બંધાવાએલ બાલગુરૂમંદિરમાં પ૦ પૂ૦ ધ્યાનસ્થ ગુરૂદેવશ્રીની પ્રતિમા બીરાજમાન કરવામાં આવેલ છે. પ્રતિષ્ઠા ૧૦૦૦૦ [illegible] વિક્રમ સંવત્ ૨૦૧૭ ના મહાસુદ ૩ શુક્રવારના રોજ [illegible] અનન્ય-પટ્ટધર તેઓશ્રીની આજ્ઞામાં અત્યારે લગભગ ૪૦૦ [illegible] આદિની આરાધના કરી રહેલ છે તે [illegible] આચાર્ય ભગવાન શ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી [illegible] છે.

[illegible] મંદિરમાં [illegible] પ્રસંગોની નોંધ.



પ૦ પૂ૦ આગમોદ્ધારક-આચાર્યપ્રવરશ્રી
આનંદસાગરસૂરીશ્વરજી મહારાજ

# સુરતના ગુરૂમંદિરના અપૂર્વદર્શો અને ભવ્ય–પ્રતિમા

## શ્રીઆગમોદ્ધારક–ગુરૂમંદિર

આ મંદિર આગમોદ્ધારક આચાર્ય શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી ના સ્મરણચિહ્નરૂપે બંધાવવામાં આવ્યુ છે.

પરમ પૂજ્ય આગમોદ્ધારક આચાર્યદેવેશ શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ વિ. સં. ૨૦૦૬ ના વૈશાખ વદ ૫ ને શનિવારના દિવસે સુરત મધ્યે ગોપીપુરાના માળીફળિયામાં આવેલી શેઠ મંછુભાઈ દીપચંદની ધર્મશાળામાં (લીંમડાના ઉપાશ્રયમાં) નિર્વાણ પામ્યા હતા. તેમના દેહનો અગ્નિસંસ્કાર શ્રીઆગમોદ્ધારકસંસ્થાની માલિકીની, શહેરની વચમાં આવેલી જગ્યા ઉપર સરકારી સ્પેશિયલ (ખાસ) પરવાનગીથી કરવામાં આવ્યો હતો તે જ આ જગ્યા ઉપર શ્રીઆગમોદ્ધારકગુરૂમંદિર બાંધી વિ. સં. ૨૦૦૮ના મહા સુદ ૩ ને શુક્રવારના દિવસે પ પૂ. આચાર્યદેવ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજીની પ્રતિમાજીની પ્રતિષ્ઠા તેમના અનન્ય-પટ્ટધર આચાર્ય શ્રીમાણિક્યસાગરસૂરીશ્વરજીના વરદ હસ્તે કરાવવામાં આવી છે.

આ ગુરૂમંદિર બાંધવામાં કુલ ખર્ચ લગભગ અઠ્યાસી હજાર રૂપિયાનો થયો છે.

રંગમંડપમાં પ્રવેશદ્વારની ઉપર ધ્યાનસ્થ ગુરૂદેવનું તૈલચિત્ર મૂકવામાં આવ્યું છે. તે ચિત્ર આચાર્યદેવ શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી મ. નિર્વાણ પહેલાં પંદર દિવસ આગળથી કાઉસગ્ગમુદ્રાએ ધ્યાનમાં રહેલા તેનું છે તેઓ તે દરમિયાન બેઠેલના પણ ન હતા અને સુતા પણ ન હતા. જે સ્થિતિમાં ધ્યાનમાં રહ્યા હતા તેનું આબેહૂબ આ તૈલચિત્ર છે.

રંગમંડપના પ્રવેશદ્વારની બન્ને બાજુએ ગુરૂદેવશ્રીના દીક્ષાથી માંડી અંત સુધીનાં ચાતુર્માસોની અને જીવનનાં મુખ્ય પ્રસંગોની નોંધ આપવામાં આવી છે.

# સુરતના ગુરૂમંદિરના અપૂર્વદશ્યો અને ભવ્ય–પ્રતિમા

## શ્રીઆગમોદ્ધારક–ગુરૂમંદિર

આ મંદિર આગમોદ્ધારક આચાર્ય શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી ના સ્મારકચિહ્નરૂપે બંધાવવામાં આવ્યું છે.

પરમ પૂજ્ય આગમોદ્ધારક આચાર્યદેવેશ શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ વિ સં. ૨૦૦૬ ના વૈશાખ વદ ૫ ને શનિવારના દિવસે સુરત મધ્યે ગોપીપુરાના માળીફળિયામાં આવેલી શેઠ મંછુભાઈ દીપચંદની ધર્મશાળામાં (શ્રીજૈનાનંદ ઉપાશ્રયમાં) નિર્વાણ પામ્યા હતા. તેમના દેહનો અગ્નિસંસ્કાર શ્રીઆગમોદ્ધારકસંસ્થાની માલિકીની, શહેરની વચમાં આવેલી જગ્યા ઉપર સરકારી સ્પેશિયલ (ખાસ) પરવાનગીથી કરવામાં આવ્યો હતો તે જ આ જગ્યા ઉપર શ્રીઆગમોદ્ધારકગુરૂમંદિર બાંધી વિ. સં. ૨૦૦૭ના મહા સુદ ૩ ને શુક્રવારના દિવસે પ. પૂ. આચાર્યદેવ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજીની પ્રતિમાજીની પ્રતિષ્ઠા તેમના અનન્ય-પટ્ટધર આચાર્ય શ્રીમાણિક્યસાગરસૂરીશ્વરજીના વરદ હસ્તે કરાવવામાં આવી છે.

આ ગુરૂમંદિર બાંધવામાં કુલ ખર્ચ લગભગ અઠ્યાસી હજાર રૂપિયાનો થયો છે.

રંગમંડપમાં પ્રવેશદ્વારની ઉપર ધ્યાનસ્થ ગુરૂદેવનું તૈલચિત્ર મૂકવામાં આવ્યું છે. તે ચિત્ર આચાર્યદેવ શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી મ. નિર્વાણ પહેલાં પંદર દિવસ આગળથી કાઉસ્સગ્ગમુદ્રાએ ધ્યાનમાં રહેલા તેનું છે તેઓ તે દરમિયાન અરેઠના પણ ન હતા અને સૂતા પણ ન હતા. જે સ્થિતિમાં ધ્યાનમાં રહ્યા હતા તેનું આબેહૂબ આ તૈલચિત્ર છે.

રંગમંડપના પ્રવેશદ્વારની બન્ને બાજુએ ગુરૂદેવશ્રીના દીક્ષાથી માંડી અંત સુધીના ચાતુર્માસોની અને જીવનના મુખ્ય પ્રસંગોની નોંધ આપવામાં આવી છે.

રંગમંડપમાં દક્ષિણ તરફના દ્વારની ઉપર શ્રીઆગમોદ્ધારકે આપેલી **વાચનાનું** દશ્ય છે.

રંગમંડપમાં પશ્ચિમ તરફની બન્ને બાજુની દીવાલો ઉપર આગમોદ્ધારકના રચેલા **સંસ્કૃત-પ્રાકૃત ગ્રન્થો** અને **સંકલિત ગ્રન્થોનાં** નામો આરસમાં અંકિત કરાવવામાં આવ્યાં છે.

ગભારાના પ્રવેશદ્વાર ઉપર **રાજપ્રતિબોધનું** દશ્ય છે. આમાં મધ્યે **ગુરુદેવશ્રી**, ડાબી બાજુએ **શૈલાનાનરેશ** છે ને જમણી બાજુએ રાજાએ આપેલો અમારી **પડહનો** પટ્ટક છે.

રંગમંડપમાં ઉત્તર તરફના દ્વારની ઉપર (૧) **સ્કંદિલાચાર્યે** આપેલી **માથુરીવાચના** છે ને (૨) **દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે** કરાવેલ પુસ્તકારોહણરૂપ **વલ્લભીવાચના** છે.

રંગમંડપમાં દક્ષિણ અને ઉત્તર તરફના દ્વારોની બન્ને બાજુએ ચાર દશ્યો છે. પૂ. આગમોદ્ધારકઆચાર્યદેવશ્રી **આનંદસાગરસૂરીશ્વરજી** મહારાજના સદુપદેશથી સ્થપાયેલ શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી છપાએલ સચિત્ર **'બારસાસૂત્ર'** મૂળ **તામ્રપત્ર ઉપર ઉપસાવેલ અક્ષરોથી અલંકૃત કરી સુંદર ફ્રેમમાં તૈયાર કરીને દીવાલ ઉપર લગાડવામાં આવેલ છે.** તે એક અદ્ભુત વસ્તુ શ્રી આગમોદ્ધારક ગુરુમંદિરમાં દર્શન કરવા લાયક બનેલ છે.

રંગમંડપના ઘુમટમાં ગુરુદેવશ્રીના દેહની જેવી **શ્મશાનયાત્રા** નીકળી હતી, તેવી આબેહૂબ તેમાં આલેખવામાં આવી છે.

[illegible] સુદ બીજ ૧
[illegible] તા. ૨૨-૮-૭૧
[illegible] જન્મ[illegible]દિન
[illegible]

લી.
આ. શ્રી આનંદસાગરસૂરી'
શિષ્ય
ગુણસાગર

# વિષયાનુક્રમ

દેશના પૃષ્ઠ.

# આગમોદ્ધારકની હિતશિક્ષા

ઘરમાં જ્યારે સારી તબિયત હોય ત્યારે પ્રમાદ છોડી ઉપયોગ રાખી તીર્થયાત્રા વિગેરેનો લાભ ઉઠાવશો.

સંસારસમુદ્રથી તારનાર શ્રી જીનેશ્વરમહારાજે નિરૂપણ કરેલ દાનાદિ ધર્મ છે. એ વાત દરેક ધર્મિષ્ઠને મનન કરી હૃદયંગત રાખવાની છે.

સંસારસમુદ્રથી તારનાર ધર્મ છે, એ વાત ધ્યાન રહે, અશાતાનો ઉદય નાશકરનાર દેવાદિકનું ને દાનાદિકનું આરાધન છે.

સંસારઅરણ્યમાં મુસાફરી કરનારાઓને શ્રીજીનેશ્વરમહારાજ રૂપ મહાસાર્થવાહની અને તેના વાક્યોના આલંબનની પુરી જરૂર છે.

સંસાર અરણ્યમાં મુસાફરી કરનાર ને શિવપુરરૂપી ઈષ્ટનગરે પહોંચાડનાર શ્રી જીનેશ્વરમહારાજે નિરૂપણ કરેલ દાનાદિમય ને દર્શનાદિ રૂપ ધર્મજ છે.

સંસારસમુદ્રમાં આધિ વ્યાધિથી પીડાતા પ્રાણીઓએ પોતાના અને પરના કલ્યાણ માટે સર્વ જીવના દુઃખોનો પરિહાર કરવા કટીબદ્ધ રહેવું. સંસારના બચાવનાં સાધનોનો હરરોજ ઉપયોગ કરવો તે-જરૂરી છે. શ્રી જિનેશ્વરમહારાજે તેટલાજ માટે ધર્મના સ્વરૂપ તરીકે જ અહિંસા જણાવી છે. તેનું પૂર્ણ રીતે આલંબન કરનાર પ્રાણી સર્વ સ્થાને પરમ સ્વાસ્થ્ય પામે છે પાણીમાં તરી જવાની ચાહના મુજબ સંસારથી તરવાની ચાહના સાથે ત્યારે જ જીવ પોતાનું કૃતાર્થપણું કરી શકે છે.

સંસારસમુદ્રથી તારનાર અને આ ભવ પરભવનાં કષ્ટો ટાળનાર શ્રી જિનેશ્વરમહારાજના માર્ગમાં દેવ-ગુરૂ અને ધર્મરૂપી રત્નત્રયી છે.

સંસારસમુદ્રથી તરવાનો માર્ગ શ્રી જીનેશ્વરમહારાજની પૂજનદિકાર્ય કરવાં એ છે.

સંસારસમુદ્રથી તારનાર શ્રીમાન્ જિનેશ્વરભગવાને નિરૂપણ કરેલ ધર્મ છે.



णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स

આગમોદ્ધારક-આચાર્યપ્રવર શ્રી આનંદસાગરસૂરીશ્વરેભ્યો નમઃ

ભવ્ય આત્માઓને ભવોદધિથી તારવાવાળું પ્રવચન

# તપ અને ઉદ્યાપન

## પ્રશસ્ત-કષાય

શ્રદ્ધાસંપન્ન જીવોના ખ્યાલ બહાર નહિ હોય કે શ્રીજિનેશ્વર મહારાજે પ્રરૂપેલી અને શ્રીગણધર મહારાજે ગુંથેલી દ્વાદશાંગીમાં પ્રતિપાદન કરેલા સર્વ પદાર્થોની કેવળ એકરૂપે શ્રદ્ધા કરવાની હોતી નથી, કેમકે તે દ્વાદશાંગીમાં કેટલાક ધર્માસ્તિકાયાદિ જેવા પદાર્થો માત્ર જાણવા લાયકજ હોય છે. તે ધર્માસ્તિકાયાદિક પદાર્થોનો શ્રદ્ધાસંપન્ન જીવોને આત્મકલ્યાણને સાધવાની અપેક્ષાએ આદર કે ત્યાગ કરવાનો હોતો નથી. વળી મિથ્યાત્વ, કષાય, અવિરતિ અને પ્રમાદરૂપ બંધના હેતુના નિરૂપણો તથા જ્ઞાનાવરણીયાદિ આઠ પ્રકારના કર્મોના વ્યાખ્યાનો તે દ્વાદશાંગીમાં ઘણા વિસ્તારથી છે, છતાં તે મિથ્યાત્વાદિક ને કર્માદિકનો આદરભાવ શ્રદ્ધાસંપન્ન જીવોને આત્મકલ્યાણ સાધવાના માર્ગમાં હોતો નથી. જો કે મિથ્યાત્વના પાતળાપણાને અંગે અપુનર્બંધક, માર્ગાભિમુખ, માર્ગપતિત, માર્ગાનુસારી વિગેરે અવસ્થા પણ ગ્રંથકારોએ પ્રશસ્ત તરીકે ગણાવી છે, અને આચાર્ય હરિભદ્રસૂરિ વિગેરેએ તેને મિથ્યાત્વનો ગુણ કે મિથ્યાત્વગુણસ્થાનક તરીકે જણાવેલ છે, છતાં તે ગુણ અને ગુણસ્થાનકપણું મિથ્યાત્વની મંદતા અને દેવ, ગુરુ, ધર્મની બુદ્ધિએ મોક્ષને માટે કરાતી કુદેવ, કુગુરુ, કુધર્મની આરાધનાની અપેક્ષાએ વર્ણવેલું છે, અર્થાત્ મિથ્યાત્વ પોતાના સ્વરૂપે કરીને કોઈ પ્રકારે ગુણરૂપે ગણવામાં આવ્યું નથી, તેવીજ રીતે અવિરતિવાળા શ્રદ્ધાળુઓને અંગે તીર્થંકરનામગોત્રનો

બંધ ઉત્કૃષ્ટ ગણેલો હોઈ, તે ઉત્કૃષ્ટ તીર્થંકરનામગોત્રના કારણ તરીકે અવિરતિપણાને કોઈ સારૂં ગણવા માગે તો તે કોઈપણ પ્રકારે યોગ્ય નથી, કેમકે તે ઉત્કૃષ્ટ તીર્થંકરનામગોત્રનો બંધ અવિરતિપણાની અપેક્ષાએ થતો નથી, પણ ક્ષાયોપશમિકાદિ સ્વભાવવાળી સમ્યગ્દૃષ્ટિપણાની પરિણતિથી શ્રીજિનેશ્વર મહારાજાદિકની ભક્તિઆદિ દ્વારાએ થતી ક્ષાયોપશમિકઆદિ સ્વરૂપ આરાધનાથીજ થાય છે, અર્થાત્ તે તીર્થંકરનામકર્મના બંધરૂપી ગુણ અવિરતિપણાનો નથી પણ તે ક્ષાયિકાદિ સમ્યગ્દૃષ્ટિનોજ ગુણ છે, અને તેથી તે અવિરતિપણું તો સર્વથા છાંડવા લાયકજ હરે છે. વળી બીજો બંધના કારણનો ભેદ જે કષાય તે શાસ્ત્રોમાં સ્થાને સ્થાને પ્રશસ્ત અને અપ્રશસ્તરૂપે વર્ણવીને પ્રશસ્તકષાયને કર્તવ્ય તરીકેજ સ્થાને સ્થાને જણાવેલ છે, અને તેથીજ અઢાર દોષ રહિત વીતરાગ સર્વજ્ઞ અરિહંત મહારાજા ઉપર અને અઢાર હજાર શીલાંગરૂપ બ્રહ્મચર્યને ધારણ કરનારા સાધુ મહાત્માઓ પણ સમ્યગ્દૃષ્ટિઓ અને મુમુક્ષુઓને રાગ કરવાની કર્તવ્યતા જણાવેલી છે, અર્થાત્ મોક્ષસાધક વીતરાગત્વાદિક ગુણો ઉપર અને તેને ધારણ કરનારા ઉપર એટલે કે ગુણ અને ગુણી બંને ઉપર રાગ કરવો જોઇએ અને તે પ્રશસ્તરાગ કહેવાય એમ શાસ્ત્રકારો ઘણે સ્થાને ફરમાવે છે,

ગુણ ને ગુણી ઉપર રાગ

અને તેથીજ રીતે તત્વદૃષ્ટિથી વિચારીએ તો ગુણ અને ગુણી ઉપર રાગની જેટલા અંશે તીવ્રતા હોય તેટલા અંશે તેના ભક્તિભાવમાં [illegible] આવવાથી અને તે ગુણ ગુણીના ભક્તિભાવ જેટલે અંશે તીવ્ર [illegible] તેટલે અંશે નિર્જરાની માત્રા અધિક અધિક થવાનું કહેલું છે, [illegible] કહેવું પડશે કે સમ્યગ્દૃષ્ટિઓ તે પ્રશસ્ત રાગજ કર્મની [illegible] કરે છે, અને તે પ્રશસ્ત રાગનું તારતમ્ય કર્મની [illegible] આદિ સંબંધવાળું છે, અને આજ કારણથી એમ [illegible] કે [illegible]દર્શનાદિ આત્માના સ્વરૂપભૂત ગુણોના રાગવાળો

મનુષ્ય પણ જ્યાં સુધી તે સમ્યગ્દર્શનાદિ ગુણો ધરવાવાળા મહાપુરુષો ઉપર રાગવાળો થાય નહિ, ત્યાં સુધી છદ્મસ્થ અવસ્થાનું સમ્યક્ત્વ કે જે વીતરાગ સર્વજ્ઞપણાની દશાને લાવનાર છે તે તેને હોય નહિ, અને આજ કારણથી અન્ય ધર્માવલંબીઓ તથા ગોશાલક અને જમાલિ વિગેરે નિહ્નવો સમ્યગ્દર્શનાદિ રૂપ અને સર્વજ્ઞ વીતરાગત્વાદિક દેવાદિક ગુણોના અવ્યાહતપણે માનનારા હોવા છતાં તે વીતરાગત્વ સર્વજ્ઞત્વાદિક ગુણોને ધારણ કરનારા જે વીર પરમાત્મા વિગેરે મહાપુરુષોરૂપ ગુણીઓની શ્રદ્ધા, માન્યતા, ભક્તિ અને આદર વગરના હોવાથી તેઓ મિથ્યાત્વી કે નિહ્નવની લાઈનમાં મૂકાયા, અને તેવીજ રીતે શુદ્ધદેવ, શુદ્ધગુરુ અને શુદ્ધ-ધર્મરૂપી ગુણગણના નિધાન એવા ગુણીઓની શ્રદ્ધા, ભક્તિ અને માન્યતા ધરાવનારા પણ તેમના વીતરાગત્વ સર્વજ્ઞત્વાદિક ગુણોની માન્યતાની શ્રદ્ધા વગરના હોય કે તે દ્વારાએ તેમની માન્યતા વગરના હોય, તો તેવા જીવોને સંયતપણાની પ્રાપ્તિ છતાં પણ તેમનું અભવ્યપણું, મિથ્યાદૃષ્ટિ-પણું કે કુલાચારની પ્રબળતાને આશ્રીને શાસ્ત્રકાર મહર્ષિઓએ તેઓને સન્માર્ગથી દૂર ગણ્યા, અર્થાત્ વીતરાગત્વાદિ પ્રાપ્તિના મુદ્દાને અંગે ગુણ અને ગુણી ઉપર એક સરખી રીતે શ્રદ્ધા, ભક્તિ, બહુમાન અને સત્કાર સન્માનદ્વારાએ અવશ્ય રાગ રાખવોજ જોઇએ એવો શાસ્ત્રકાર મહર્ષિઓના વચનનો ફલિતાર્થ થાય છે, એને તે દ્વારાએ પચ નમસ્કારરૂપ પંચમંગલ મહાશ્રુતસ્કંધ સર્વ પાપને નાશ કરનાર છે, જિનેશ્વર મહારાજની જેટલે જેટલે અંશે તીવ્ર, તીવ્રતમ ભક્તિ થાય, તેટલે તેટલે અંશે પૂર્વકાળમાં બાંધેલાં જ્ઞાનાવરણીયાદિ કર્મો કે જેઓ આત્માના ગુણોને આવરવાદ્વારા નાશ કરનાર હોઈ ઘાતીકર્મ કે સાંપરાયિક કર્મ કહેવાય છે, તેનો નાશ થાય છે. વળી જિનેશ્વર મહારાજાઓમાં ધુરંધર એવા **ભગવાન્ મહાવીર મહારાજને** કરેલો એક પણ નમસ્કાર તે નમસ્કાર કરનાર સ્ત્રી અગર પુરુષને સંસારસમુદ્રથી તારી દે છે. વળી ગુણવાનની પ્રતિપત્તિ (સેવા) રૂપ વંદન કે જે વીતરાગ સર્વજ્ઞ હોય કે યાવત્ પ્રમત્તસંયત હોય તેને કરવામાં આવે તો યાવત્ અક્રિયારૂપ ચૌદમા ગુણઠાણાને આપી અવ્યાબાધ

સુખમય મોક્ષને મેળવી દે છે. આ વિગેરે શાસ્ત્રકાર મહર્ષિઓના આવશ્યક વિગેરેના વાક્યો તાત્પર્ય વ્યાખ્યાને અનુસરે છે. આ બધી હકીકત વિચારનારો વિચક્ષણ ધર્મસાધનને અંગે કે મોક્ષપ્રાપ્તિને અંગે ગુણ કે ગુણી ઉપરનો રાગ એટલે શ્રદ્ધા, ભક્તિ, સત્કાર અને સન્માનને ઉપદેશ તરીકે ગણ્યા સિવાય રહી શકેજ નહિ, એટલું જ નહિ પણ તે પ્રશસ્ત રાગ એટલે ગુણગુણી ઉપરના ભક્તિઆદિક નિર્જરાને ઉત્પન્ન કરનાર છે, અને તેથી તે પ્રશસ્ત રાગની માત્રાનું તારતમ્ય નિર્જરાના તારતમ્ય સાથે હોઈ આત્મગુણોના ઉત્કર્ષની સાથે સંબંધવાળું છે, અને જેટલે અંશે તે ગુણગુણીના રાગરૂપી પ્રશસ્ત રાગની મંદતા, તેટલે અંશે સમ્યગ્દર્શન અને નિર્જરાની ખામી છે, અગર આરાધનાની અલ્પતા છે એમ માનવા તરફ દોરાયા સિવાય રહેશે નહિ.

## અવગુણદ્વેષ

આ પૂર્વે કરેલા પ્રશસ્ત રાગની માફક જ શાસ્ત્રકારોએ મિથ્યાત્વ, અજ્ઞાન ને અવિરતિ ઉપર કે ક્રોધાદિક કષાયો ઉપર, તથા આરંભાદિક આશ્રવો ઉપર અથવા જ્ઞાનાવરણીયાદિ કર્મો ઉપર કરાતો દ્વેષ તે સ્થાન સ્થાન ઉપર પ્રશસ્ત દ્વેષ તરીકે જણાવેલો છે. આ પ્રશસ્તરાગ અને પ્રશસ્તદ્વેષમાં એટલો ફરક જરૂર છે કે ગુણ અને ગુણી બંને ઉપર ધરાતો રાગ તે પ્રશસ્ત રાગ કહેવાય, પણ મિથ્યાદર્શનાદિક અવગુણો ઉપર જ માત્ર દ્વેષ ધારણ કરાય તેનું નામ જ પ્રશસ્તદ્વેષ કહેવાય, અર્થાત્ જેમ ગુણી ઉપર રાગ ધરાય તેને પ્રશસ્તરાગ કહેવાય છે, તેમ મિથ્યાદર્શનાદિક અવગુણવાળા જીવો ઉપર ધરાતો દ્વેષ તે પ્રશસ્ત દ્વેષ કહેવાતો નથી. સમ્યગ્દર્શનાદિ ગુણવાળા ગુણીઓ ઉપર ભક્તિઆદિ આરાધના [illegible] કરવાથી પ્રમોદભાવનાનો વિષય થાય છે, તેમ મિથ્યાદર્શનાદિ અવગુણવાળા ઉપર દ્વેષ કરવો એ કોઈ પણ ભાવનાનો વિષય નથી. [illegible] તે મિથ્યાદર્શનાદિ અવગુણવાળાઓને અંગે તો તે મિથ્યાદર્શન [illegible] દૂર કરવારૂપ ભાવકરુણાને અંગે કરુણાભાવના આ

ક્રૂર કર્મમાં નિઃશંકપણે વર્તનારા ઉચ્છૃંખલપણે દેવ, ગુરુની નિંદા કરનારા તથા નિરપેક્ષપણે પોતાની પ્રશંસામાંજ લીન રહેલા એવા ગાઢતમ મિથ્યાદૃષ્ટિઓને અંગે શાસ્ત્રકારો ઉપેક્ષા કરવા રૂપ મધ્યસ્થ ભાવના રાખવાનું જણાવે છે. (કેટલાકો આવી મધ્યસ્થ ભાવનાને જણાવનાર યોગશાસ્ત્રના શ્લોકની વ્યાખ્યામાં ઉમેરે છે કે આ મધ્યસ્થ ભાવના આવા નિઃશંકપણે ક્રૂર કર્મ કરવાવાળા વિગેરે ઉપર ત્યાં સુધીજ હોય કે જ્યાં સુધી તેઓ બીજા અજ્ઞાન ભદ્રિક જીવોને મિથ્યાત્વાદિક તરફ દોરનારા ન હોય. આ તેઓના કથન પ્રમાણે તેઓ બીજા ભદ્રિક અને અજ્ઞાન જીવોને મિથ્યાત્વાદિક ઉન્માર્ગ પ્રત્યે દોરનારાઓને અંગે કારુણ્યભાવના કે માધ્યસ્થ ભાવના નહિ રાખવાનું જણાવી, દ્વેષ નામની જુદી જ ભાવના રાખવાનું સૂચવે છે, તે કોઈપણ શાસ્ત્રને આધારે હોય એમ લાગતું નથી, પણ કેવળ કલ્પના(?)ના ઝંડા ચઢાવવાની ધૂનમાં અવગુણીઓ ઉપર પણ દ્વેષ કરવોજ જોઇએ, અને તે પ્રશસ્ત દ્વેષજ ગણાય એવી નિજ કલ્પનાને અનુસરતી ગોઠવણનેજ આભારી છે. કેમકે તે યોગશાસ્ત્રના શ્લોકમાંજ નિઃશંકપણે દેવ અને ગુરુની નિંદા કરનારો અર્થાત્ લોકોમાં દેવ, ગુરુની નિંદા કરીને લોકોને ધર્મમાર્ગથી પતિત કરી ઉન્માર્ગમાં લઈ જનારો એક હોય કે અનેક હોય તોપણ તે બધા ઉપેક્ષા એટલે માધ્યસ્થ ભાવનાના વિષયમાં છે, એમ સ્પષ્ટપણે જણાવેલું હોવાથી તેવી નવી ગોઠવણ કરનારાની ગોઠવણ શાસ્ત્રને અનુસરતી નથી, એટલું જ નહિ પણ તે શ્લોકના અર્થને પણ અનુસરનારી નથી, એમ મહાવાક્યાર્થ કે ઐદંપર્યાર્થને વિચારનારો પણ સમજી શકે તેમ છે.) જોકે તે શાસન વિરોધી કાર્ય કરનારા, શાસનદ્રોહીઓ તરફ જ્યાં સુધી આરાધક જીવમાં સરાગદશા છે, ત્યાંસુધી શાસનપ્રેમરૂપી ક્ષાયોપશમિક ભાવને અંગે હરકોઈ આરાધકને ક્રોધનું સ્ફુરાયમાનપણું થયા સિવાય રહેતું નથી, પણ તે ક્રોધ પ્રશસ્તદ્વેષ છે કે તેનો નિર્જરાની તારતમ્યતા સાથે નિજ તારતમ્યતાદ્વારાએ સંબંધ છે એમ શ્રદ્ધાળુઓ માની શકે નહિ. અને જો અવગુણી ઉપર દ્વેષ કે તેના કાર્યની માત્રાના આધારે નિર્જરાની માત્રાનો આધાર રખાતો હોત

તો ત્રિશલાનંદન **ભગવાન્ મહાવીર મહારાજા** શિષ્યાભાસ એવા ગોશાલાથી મરણાંત જેવા ઉપસર્ગના પ્રસંગે અનન્ય ભક્તિ, રાગ અને બહુમાનવાળા ગૌતમ ગણધર આદિ શિષ્યોને મૌન રાખવાનું, ઉત્તર, પ્રત્યુત્તર નહિ કરવાનું અને સ્વસમીપથી દૂર જઈ ઈધર તિધર વીખરાઈને બેસવાનું કહેત નહિ, કેમકે ઝગડાના ઝંડાની ધારણાની તેવા અવગુણીના દ્વેષ અને તેના અંગે થતા કાર્યોને પ્રશસ્તદ્વેષ ગણાવી નિર્જરા ગણાવનારાઓની અપેક્ષાએ **ભગવાન્ મહાવીર મહારાજે** શિષ્યોને થનારી નિર્જરામાં અંતરાય કર્યો એમ ગણી શકાય. વળી તે તેજોલેશ્યાનો ઉપસર્ગ થયા પછી પણ તે ગોશાલાની તેજોલેશ્યાના સામર્થ્ય કરતા શ્રમણ નિર્ગ્રંથોનું અને તેમના કરતાં સ્થવિર ભગવંતોનું, તેમજ તેમના કરતાં પણ ત્રિલોકનાથ અરિહંત ભગવાનોનું લેશ્યાસામર્થ્ય અનુક્રમે અનંત અનંતગણું જણાવી. તે લેશ્યાનો ઉપયોગ નહિ કરવામાં ક્રોધાભાવપૂર્વકની સહનશીલતા જ કારણ તરીકે જણાવેલી છે. તો તે વચનમાં શ્રમણ નિર્ગ્રંથ અને સ્થવિર ભગવંતોને નહિ થતી નિર્જરારૂપ અવગુણને **ભગવાન્ મહાવીર મહારાજે** ગુણરૂપે જણાવી એમ આરોપ આવે, પણ તે આરોપ બીજાઓને મિથ્યાત્વને માર્ગે દોરનારા હોય તેવાઓ પ્રત્યે માધ્યસ્થ ભાવના ન હોય એમ માનનારને અંગેજ સમજવી. શાસ્ત્રકારોના શબ્દોના વાક્યાર્થ, મહાવાક્યાર્થ કે ઐદંપર્યાર્થને જાણનાર, માનનાર અને પ્રરૂપનારને અંગે તો ન સુધારી શકાય તેવા એકલા મિથ્યાત્વમાર્ગમાં પ્રવર્તેલા કે બીજાઓને પણ દેવ, ગુરુ આદિની નિંદાદ્વારાએ મિથ્યાત્વમાર્ગમાં પ્રવર્તનારા શાસનદ્રોહીઓને અંગે પણ ઉપેક્ષારૂપ માધ્યસ્થ ભાવના હોવાથી ત્રિલોકનાથ ત્રિશલાનંદન **ભગવાન મહાવીર મહારાજની** પ્રરૂપણા કે પ્રેરણા ઉપર કોઈપણ જાતનો આક્ષેપ આવતો નથી, પણ તે પ્રેરણા અને પ્રરૂપણામાં ભગવાનની [illegible]ની ક્ષમાપૂર્વકનો યથાસ્થિત વાદિપણાનો પ્રવાહજ પ્રવર્તી રહેલો [illegible] છે. આ સ્થાને કેટલાકો દૂરથી દાવાનળને સળગાવવામાંજ માન- [illegible] આત્મકલ્યાણ [illegible] ખ્યાલીમાં [illegible] ભરનારા કેટલાક આચાર્ય [illegible] મહારાજની [illegible] [illegible] આગળ ધરી અનુયાયી અને

શાસનદ્રોહીઓ ઉપર દ્વેષ કરવોજ જોઈએ એવું વિધાન કરવાને તૈયાર થાય છે, તેઓએ તે વાલી મહારાજના ચરિત્રને બારીક દૃષ્ટિથી અવલોકન કરી જાણવું જોઈએ કે તે મહાતપસ્વી વાલીજી સરાગદશામાં હોય તેવી પ્રવૃત્તિને તીર્થની લાગણીને અંગે આદરે તેટલા માત્રથી તે દ્વેષરાગી પ્રવૃત્તિ સર્વને નિર્જરાના કારણ તરીકે કર્તવ્યજ છે એમ કહી શકે નહિ. વળી **ભગવાન મહાવીર મહારાજની** પ્રેરણા અને પ્રવૃત્તિ વીતરાગ સર્વજ્ઞપણાની અવસ્થાની છે એ વાત કોઈ પણ વાચકના ધ્યાન બહાર જવી જોઈએ નહિ.

## વાલીજીની સ્થિતિ

જો કે આ ઉપરથી મહાતપસ્વી વાલીજીના ભક્તિરાગરૂપી પ્રશસ્ત રાગને કોઈ ઉતારી પાડતું નથી અને ઉતારી પાડવા માગે નહિ પણ તે ભક્તિરાગની પ્રશંસાને કોરાણે મૂકી લાગણીથી થએલા દ્રોહીના દ્વેષરૂપ કાર્યને નિર્જરાના કારણ તરીકે ગોઠવવું તે શ્રદ્ધાસંપન્નોને સહનીય નથીજ. વળી ધ્યાન રાખવાની જરૂર છે કે-તે મહાતપસ્વી વાલીજીએ પોતાનું વેર વાળવા તૈયાર થએલા રણરસિક રાવણને અષ્ટાપદતીર્થને તરબોળ કરતો જાણ્યા છતાં તે રાવણને કંઈપણ અંગત નુકશાન ન કર્યું, પણ માત્ર તે તીર્થને સ્થિર રાખવા અર્થાત્ તરબોળ ન થવા તે તીર્થરૂપ પહાડ ઉપર જ અંગુઠો દબાવ્યો અને તે મહાતપસ્વીના તપ-તેજથી અંગુઠામાત્રના દબાણથી તે તીર્થ તરબોળ થતું બચ્યું, એટલુંજ નહિં પણ તે મહાતપસ્વીના અંગુઠાના દબાણના પ્રભાવથી તે પહાડના ભાગનો પ્રાગ્ભાર તે રણરસિક રાવણને અસહ્ય થઈ પડ્યો અને તેને લીધેજ તે રાવણ લોહી વમતો થયો, અર્થાત્ મહાતપસ્વી વાલીજીએ રાવણને શિક્ષા કરવી જોઈએ એમ ધાર્યું નથી, અથવા તો કથંચિત્ લાગણીવશ તેવી ધારણા થઈ હોય એમ માની પણ લઈએ તોપણ તે રાવણને થએલી શિક્ષાને પ્રશસ્તદ્વેષનું કાર્ય માની નિર્જરાના સાધન તરીકે માનીને એક અંશે પણ અનુમોદી હોય એવું છેજ નહિ.

## તપનું ઉપાદાનપણું કેમ નહિ ?

વળી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ગુણરૂપ ધર્મ હોઈ જેવી રીતે મોક્ષના ઉપાદાન કારણો બને છે તેવી રીતે તપ એ માત્ર આત્માને વિકૃતપણાને લીધે લાગેલા કર્મોને શોધવારૂપ કાર્ય કરનાર હોઈ તે તપને ઉપાદાન કારણ તરીકે **તત્ત્વાર્થ** વિગેરેમાં ન ગણીને ન જણાવ્યું, હોય એમ પણ સંભવિત છે. વળી અનશન વિગેરે બાહ્ય ભેદો તૈજસ કાર્મણના ઉદયથી થતા આહાર ગ્રહણના નિષેધ, ઓછાશ અને સંક્ષેપવાળા હોવા સાથે શરીર અને ઈંદ્રિય વિગેરે નામકર્મના ઉદયે મળેલા શરીર અને ઇંદ્રિય વિગેરેના પીડન અને સંલીનતારૂપ હોઈ તે બાહ્ય તપ પુદ્ગલની અપેક્ષાવાળું ગણ્યું હોય અને તેથી તેને ઉપાદાન કારણ તરીકે ગણ્યું ન હોય અને કહ્યું ન હોય, તેમજ લાગેલા કર્મના નાશ અને નવા આવતાના નિરોધને માટે કરાતા વ્રતાદિકને અંગે, લાગતા પ્રાયશ્ચિતોની શુદ્ધિ વ્રતાદિયુક્ત સહચારીઓને અંગે કરાતા વિનય અને ભક્તિ તથા યોગની સ્થિરતા અને શુભતા માટે શુભતા તેમજ સ્થિરતા અને રોજ કરાતાં અધ્યયન વિગેરે સ્વાધ્યાય વિગેરે રૂપ અભ્યંતર તપ પણ યોગાદિકની અપેક્ષાવાળું હોઈ અને તે યોગાદિક કર્મોદયની અપેક્ષાવાળા છે માટે તે અભ્યંતર તપને પણ ઉપાદાન કારણ તરીકે ન ગણ્યું હોય તે સ્વાભાવિક છે. જો કે **નવતત્ત્વની** ગાથામાં 'नाणं च दंसणं चेव चरितं च तवो तहा।' એમ કહી તપને પણ જીવના સ્વરૂપ એટલે લક્ષણ તરીકે જણાવેલું છે પણ તે સ્થાને અનાહારપણારૂપજ તપ લેવાનું હોઈ, કર્મક્ષયને માટે કરાતા બાહ્ય, અભ્યંતર તપોથી તે ભિન્નજ છે, અને તપની મિથ્યાત્વ, અવિરતિ આદિને લીધે જીવે બાંધેલા કર્મની શુદ્ધિ કરવા માત્રને અંગે ઉપયોગિતા હોઈ, ભગવાન્ ભદ્રબાહુસ્વામીજીએ सोहओ तवो એમ કહી લાગેલા કર્મની [illegible] માટે જ તપની ઉપયોગિતા જણાવી છે, અર્થાત્ શ્રુતકેવળી ભદ્રબાહુસ્વામીજીએ ભવ્યજીવોને મોક્ષની પ્રાપ્તિના સાધન તરીકે જ્ઞાન, તપ, અને સંયમનો સંયોગ જરૂરી જણાવ્યો છે, ત્યારે ઉત્તરાધ્યયનસૂત્ર

અને તત્ત્વાર્થશાસ્ત્રમાં મુનિવર પામેલા જીવોના સ્વરૂપને લક્ષમાં લઈ, તેના ઉદ્યાપન તરીકે નહીં સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રને જણાવ્યા હોય એમ યુક્તિયુક્ત લાગે છે.

ચારિત્રની ઉપાસનતા

આ સ્થાને ફક્ત શંકા થશે કે—આત્માની નિર્જરાદશાને અંગે લાગતા કર્મોની રોકવાના માર્ગને અંગે જો ઉત્તરાધ્યયનસૂત્ર વિગેરેમાં તપરૂપ ગુણને સ્થાન આપવામાં આવ્યું નથી તો પછી ચારિત્ર અગર સંયમરૂપ ગુણ પણ આત્માને નિર્જરાદશાથી લાગતા કર્મોને રોકનાર હોઈ તેને એટલે તે સંયમ કે ચારિત્રને પણ સ્થાન આપવું જોઈએ નહિ. વળી ભગવાન્ સિદ્ધ મહારાજાને જેમ સમ્યગ્દર્શનવાળા અને કેવળજ્ઞાનવાળા માનવામાં આવે છે, અને તેથી ભગવાન્ ઉમાસ્વાતિવાચકજીએ 'ઔપશમિકાદિભવ્યત્વાભાવાચ્ચાન્યત્ર કેવલસમ્યક્ત્વજ્ઞાનદર્શનસિદ્ધત્વેભ્યઃ' એમ કરી જીવની સિદ્ધદશામાં પણ કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયિક સમ્યક્ત્વ એ ત્રણ માનેલા છે, પણ સિદ્ધદશામાં ચારિત્ર માનેલું નથી. તેમજ ભગવતીજીઆદિ સૂત્રોમાં પણ સિદ્ધ મહારાજાને 'નો ચારિત્તી, નો અચરિત્તી, નો ચરિત્તાચરિત્તી' તથા 'નોસંજએ નોઅસંજએ નોસંજયાસંજએ' એમ કરી સિદ્ધમહારાજનું સર્વવિરતિ કે દેશવિરતિરૂપ સંયમ કે ચારિત્રને નહિ હોવાનું જણાવે છે, વળી આવશ્યકનિર્યુક્તિકાર વિગેરે આચાર્ય મહારાજાઓ ક્ષાયિક એવી પણ દાનાદિક લબ્ધિઓનો જેમ સિદ્ધદશામાં અભાવ જણાવે છે, તેમજ ક્ષાયિક એવી ચારિત્રલબ્ધિનો પણ સિદ્ધપણામાં અભાવ હોય એમ સ્પષ્ટપણે જણાવે છે, અર્થાત્ જેમ તપરૂપી ગુણ સંસારમર્યાદામાંજ વર્તવાવાળો છે, તેમ ચારિત્રરૂપ ગુણ પણ માત્ર સંસારમર્યાદામાંજ વર્તવાવાળો હોઈ ઉત્તરાધ્યયનસૂત્ર અને તત્ત્વાર્થશાસ્ત્ર વિગેરેમાં તપરૂપ ગુણ ન લેવાની માફક ચારિત્રરૂપ ગુણ પણ ન લેવો જોઈએ. ભગવાન્ ભદ્રબાહુસ્વામીજી પણ સંયમને એટલાજ પુરતો ઉપયોગી જણાવે છે કે—જે નિર્જરદશાને લીધે આત્માને લાગતા કર્મોથી આત્માને

## તપનું ઉપાદાનપણું કેમ નહિ?

વળી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ગુણરૂપ ધર્મ હોઈ જેવી રીતે મોક્ષના ઉપાદાન કારણો બને છે તેવી રીતે તપ એ માત્ર આત્માને વિકૃતપણાને લીધે લાગેલા કર્મોને શોધવારૂપ કાર્ય કરનાર હોઈ તે તપને ઉપાદાન કારણ તરીકે **તત્ત્વાર્થ** વિગેરેમાં ન ગણીને ન જણાવ્યું, હોય એમ પણ સંભવિત છે. વળી અનશન વિગેરે બાહ્ય ભેદો તૈજસ કાર્મણના ઉદયથી થતા આહાર ગ્રહણના નિષેધ, ઓછાશ અને સંક્ષેપવાળા હોવા સાથે શરીર અને ઈંદ્રિય વિગેરે નામકર્મના ઉદયે મળેલા શરીર અને ઇંદ્રિય વિગેરેના પીડન અને સંલીનતારૂપ હોઈ તે બાહ્ય તપ પુદ્ગલની અપેક્ષાવાળું ગણ્યું હોય અને તેથી તેને ઉપાદાન કારણ તરીકે ગણ્યું ન હોય અને કહ્યું ન હોય, તેમજ લાગેલા કર્મના નાશ અને નવા આવતાના નિરોધને માટે કરાતા વ્રતાદિકને અંગે, લાગતા પ્રાયશ્ચિતોની શુદ્ધિ વ્રતાદિયુક્ત સદ્ચારીઓને અંગે કરાતા વિનય અને ભક્તિ તથા યોગની સ્થિરતા અને શુભતા માટે શુભના તેમજ સ્થિરતા અને રોજ કરાતાં અધ્યયન વિગેરે સ્વાધ્યાય વિગેરે રૂપ અભ્યંતર તપ પણ યોગાદિકની અપેક્ષાવાળું હોઈ અને તે યોગાદિક કર્મોદયની અપેક્ષાવાળા છે માટે તે અભ્યંતર તપને પણ ઉપાદાન કારણ તરીકે ન ગણ્યું હોય તે સ્વાભાવિક છે. જો કે **નવતત્ત્વની** ગાથામાં 'નાણં ચ દંસણં ચેવ ચરિતં ચ તવો તહા ।' એમ કહી તપને પણ જીવના સ્વરૂપ એટલે લક્ષણ તરીકે જણાવેલું છે પણ તે સ્થાને અનાહારપણારૂપજ તપ લેવાનું હોઈ, કર્મક્ષયને માટે કરાતા બાહ્ય, અભ્યંતર તપોથી તે ભિન્નજ છે, અને તપની મિથ્યાત્વ, અવિરતિ આદિને લીધે જીવે બાંધેલા કર્મની શુદ્ધિ કરવા માત્રને અંગે ઉપયોગિતા હોઈ, ભગવાન્ ભદ્રબાહુસ્વામીજીએ સોહઓ તવો એમ કહી લાગેલા કર્મની શુદ્ધતા માટે જ તપની ઉપયોગિતા જણાવી છે, અર્થાત્ શ્રુતકેવલી ભદ્રબાહુસ્વામીજીએ ભવ્યજીવોને મોક્ષની પ્રાપ્તિના સાધન તરીકે જ્ઞાન, તપ, અને સંયમનો સંયોગ જરૂરી જણાવ્યો છે, ત્યારે **ઉત્તરાધ્યયનસૂત્ર**

તે અવિરતિપ્રમાદાદિથી દૂર રહેવું અર્થાત્ તેનો ત્યાગ કરવો એજ આત્માનો સ્વભાવ છે, અને આજ કારણથી જેઓ ગૃહસ્થલિંગે કે અન્યલિંગે મોહનીયનો ક્ષય કરી જ્ઞાનાવરણીયાદિકનો નાશ કર્યા પછી કેવલજ્ઞાન પામે છે, તેઓ પણ આત્માની અપેક્ષાએ પ્રમત્ત થવા છતાં આરંભ અને પરિગ્રહમય એવા સંસારનો ત્યાગ કરે છે. આવી રીતે કેવલી મહારાજાએ પણ કરાતા ત્યાગનું સ્વરૂપ વિચારતાં મનુષ્ય આત્માને વિરતિસ્વરૂપ અને કર્મના ઉદયથી જ થતે અવિરતિસ્વરૂપ છે એમ માન્યા સિવાય રહી શકે નહિ વળી ચારિત્ર, સંયમ કે વિરતિ એ જો આત્માના સ્વભાવરૂપ હોઈ ગુણરૂપ ન હોય તો તે વિરતિ કે ચારિત્રને ઘાત કરનાર એવા ચારિત્રમોહનીયને ઘાતીકર્મ તરીકે ગણી શકાય નહિ. અને જૈનશાસનને સમજનારો એક બાળક પણ ચારિત્ર રોકનાર મોહનીય એ ઘાતીકર્મ છે એમ સમજે છે અને નિરૂપણ કરે છે. એ બધી હકીકત વિચારતાં અશુભપ્રવૃત્તિ અને પરિણતિનો અભાવ તે ચારિત્રગુણ છે અને તે ઉપાદાન કારણ તરીકે મોક્ષનું સાધન છે. એમ માનવામાં કોઇ પણ જાતની હરકત જ જણાતી નથી, અને આજ કારણથી સિદ્ધ ભગવાનોમાં પણ અશુભપ્રવૃત્તિ અને પરિણતિના અભાવરૂપ ચારિત્રને સ્થિરતારૂપ ગણી સિદ્ધભગવાનોને પણ ચારિત્રવાળા કહેલા છે, અને આવાજ કારણે જીવસમાસશાસ્ત્રને કરનારા આચાર્ય મહારાજે ચૌદમા ગુણસ્થાને રહેલા જીવો અને સિદ્ધિપદ પામેલા જીવોને અયોગિગુણસ્થાનકમાં રહેલા તરીકે ગણાવેલા હોવા જોઇએ.

ઉપરનો અધિકાર માત્ર તપને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યા ન ગણાવ્યાને અંગે છે, પણ સર્વકર્મનો ક્ષય કરવાને માટે તપ જેવી કોઇપણ ઉપયોગી ચીજ સંસારભરમાં નથી, એ વાતમાં કોઇપણ જૈનધર્મને જાણનારા કે માનનારાને મતભેદ નથી.

### તપ એ લાંઘણ નથી કે અંતરાય નથી

આ સ્થાને કેટલાક આહારાદિકમાં આસક્તિવાળા, પુદ્ગલાનંદી અને ઇંદ્રિયવિષયી જીવો તપના દુષ્કરપણાને દેખી પેલા શિયાળીઆ

બચાવે, અને તેથીજ 'संजमो य गुत्तिकरो' એમ કહી સંયમનું સંસારાવસ્થાભાવિપણું સૂચવે છે.

## ચારિત્રમાં સમાચારીની જરૂર

આવી રીતે થતી શંકાના સમાધાનમાં સમજવાનું કે-પ્રતિદિન કરાતી પડિલેહણઆદિ દશ પ્રકારની ઓઘ સમાચારી અને ઇચ્છામિચ્છાદિક દશ પ્રકારની ચક્રવાલ સામાચારી સહિત જે હિંસાદિકના ત્યાગરૂપ સંયમ કે ચારિત્ર તે સિદ્ધમહારાજમાં યોગરહિતપણાને લીધે હોતું નથી. જો કે સિદ્ધમહારાજા પ્રાણાતિપાતાદિક આશ્રવોમાં પ્રવર્તેલા નથી, પણ પ્રાણાતિપાતાદિક આશ્રવોમાં ન પ્રવર્તવા માત્રથી સંયમ કે ચારિત્ર હોય એમ ગણાતું નથી, કેમકે ઘણા તિર્યંચો સમ્યક્ત્વયુક્ત હોવાને લીધે કે સમ્યક્ત્વયુક્ત દેશવિરતિવાળા હોવાને લીધે પોતાની અંત અવસ્થામાં પ્રાણાતિપાતાદિ આશ્રવોના સર્વથા પચ્ચક્ખાણ કરે છે. વળી દરેક સુજ્ઞ એવો શ્રાવક પ્રતિદિન શયન કરતી વખતે કે અંત અવસ્થાએ સર્વથા પ્રાણાતિપાતાદિ આશ્રવોના પચ્ચક્ખાણ કરે છે, પણ તેટલા માત્રથી તે તિર્યંચો કે શ્રાવકોને શાસ્ત્રકાર કે કોઈપણ સર્વવિરતિ ચારિત્રવાળા છે એમ ગણતું નથી. તેનું કારણ એટલું જ કે તે તિર્યંચો અને શ્રાવકોએ પ્રાણાતિપાતાદિ આશ્રવોનો સર્વથા ત્યાગ કરેલો છતાં પણ તે ત્યાગની સાથે જોઈતો પ્રતિદિન સામાચારી અને ચક્રવાલ સામાચારીનો સદ્ભાવ નથી, એ હકીકત વિચારતાં સ્પષ્ટપણે માલમ પડશે કે, પ્રાણાતિપાતાદિ આશ્રવોનો અભાવ કે પચ્ચક્ખાણ માત્ર સંયમ કે ચારિત્રરૂપ નથી, પણ તે અભાવ કે રોકાણની સાથે પ્રતિદિનસામાચારી કે ચક્રવાલ સામાચારીનો સદ્ભાવ હોય તોજ તેને ચારિત્ર કહી શકાય. આવી સ્થિતિ હોવાથી સિદ્ધ ભગવાનોમાં સંયમ કે-ચારિત્ર પ્રતિદિન સામાચારીના અભાવને લીધે ન હોય તે સ્વાભાવિક છે, પણ જૈનશાસનના રહસ્યને જાણનારાઓ સારી રીતે સમજે છે કે પ્રાણાતિપાતાદિ આશ્રવો સંબંધી અવિરતિ તે કર્મોના ઉદયથી જ છે, અને

## ઈષ્ટ સિદ્ધિનુ સાધન તપ

જગતમાં એ વાત તો અનુભવસિદ્ધ છે કે–ધન, શિલ્પ, વિદ્યા કે કારીગિરી મેળવવા માટે જેઓ પ્રયત્ન કરે છે, તથા વ્યાપાર કરનાર વિગેરે દેશ દેશાંતરમાં ભ્રમણ કરે છે, તેમાં અનેક પ્રકારનાં કષ્ટ તો ભોગવવાંજ પડે છે, છતાં તે ધન, શિલ્પ વિગેરેના ઉપાર્જનને કોઈપણ સુજ્ઞ મનુષ્ય કષ્ટરૂપ ગણુતો નથી. જગતમાં એવો કોઈપણ લૌકિક કે લોકોત્તર સાધ્યરૂપે પદાર્થ જ નથી કે–જેની સિદ્ધિ માટે આયાસ કે કષ્ટ સહન કરવું પડેજ નહિ. દર્શનમાત્રની દૃષ્ટિએ તત્ત્વજ્ઞાન એ જરૂરી ચીજ મનાએલી છે, અને તે તત્ત્વજ્ઞાન પણ આયાસ કે કષ્ટ વિના થઈ શકતું જ નથી, પણ તેટલા માત્રથી કોઈપણ દર્શનકાર તત્ત્વજ્ઞાનને દુઃખરૂપ માનવાને તૈયાર નથી. જેવી રીતે ધન વિગેરે કે તત્ત્વજ્ઞાન વિગેરે માટે કરાતો આયાસ કે સહન કરાતું કષ્ટ તે ધન વિગેરે અને તત્ત્વજ્ઞાન વિગેરેની પ્રાપ્તિથી થતા આનંદની આગળ હિસાબમાંજ નથી,

---

જોયું અને તેથી તે દેવાનંદા સ્પષ્ટ પણે સમજી શકી કે ગજ વૃષભાદિ ઉત્તમ સ્વપ્નોને દર્શાવનાર જિનેશ્વરરૂપી જે ગર્ભ મારા ઉદરમાં બ્યાસી દિવસ રહ્યો હતો. તે ગર્ભ હવે ત્રિશલારાણીની કુક્ષીમાં તેણીએ આ ચૌદ સ્વપ્નનો અપહરણ કરેલો એમ સ્વપ્નોમાં દેખાવાથી ગએલો છે, અને એવી રીતે જિનજનનીપણાનું પદ ખોવાથી તે દેવાનંદાને અસહ્ય દુઃખ થયું. અને તે દુઃખને લીધે તે દેવાનંદાએ છાતી, માથું કૂટયાં, આવી રીતે દેવાનંદાએ છાતી, માથું કૂટીને જિનેશ્વરરૂપી ગર્ભનો અપહાર અને ત્રિશલાદેવીની કુખમાં તે જિનેશ્વરરૂપી ગર્ભનું સંક્રમણ જાહેર કર્યું, અને તે ગર્ભાર પછી મહાભાગી ત્રિશલાએ સાત મહિનાની અંદરજ **ભગવાન્ વર્ધમાન** સ્વામીને જન્મ આપ્યો, અર્થાત્ જે ગજ, વૃષભાદિક સ્વપ્નોને દિવસે તે મહાવીર મહારાજરૂપ ગર્ભનો પ્રથમોત્પાદ સ્થાન અને સંક્રમણ ન [illegible] સમાપ્તના ગાળામાંજ ગર્ભ નિષ્પત્તિ થઈ પ્રસવ થાત નહિ. [illegible] જગતમાં શ્રમણ ભગવાન

નથી હૉલ્ડ અનુક્રમથી આપણે એટલું સ્પષ્ટ કરવા માગું છું કે– આટલાને ઉલ્ટાને કેટલીક ઠેકાણે એવું જે તપ તે અંતરાયક બંધનરૂપ નથી, દુઃખરૂપ નથી, પણ એટલી છૂટ એ ખરું પ્રશ્નને તે આચરણ ઉપાય છે.

## તપમાં વિરોધીનું કારણ

ઉપર જણાવ્યા પ્રમાણે બાહ્ય અને અભ્યંતર બન્ને પ્રકારનો તપ કર્મક્ષય, કેવળ અને મોક્ષનું અનુપમ સાધન છે. ત્યારે સામાન્ય રીતે જગતમાં બને છે તેમ તેને બન્ને જુદા જુદા પ્રકારે વિરોધી ઉભા થાય છે. આ વાત તો અનુભવસિદ્ધ છે કે– જગતમાં વસ્તુની જેમ જેમ વધારે કિંમત હોય છે, તેમ તેને માટે નાશીપણાનો ભય અધિક હોય છે. હીરાને અને ઈમિટેશન હીરા, મોતીને અને કલ્ચર મોતી, સોનાને અને પંચધાતુ અને ચાંદીને અને જર્મન સિલ્વર વિગેરે બનાવટના બનાવટો પણ મળે છે. કેમકે તે વસ્તુઓ જગતમાં ઘણી કિંમતી તરીકે પ્રસિદ્ધિ પામેલી છે, અને તેથી તે વસ્તુઓની જાત જાતની નકલો થાય છે, અને કિંમત નહિ હોવાથી કે તદ્દન નજીવી કિંમત હોવાથી માટી, ઢેફું કે કાંકરા વિગેરેની નકલ કોઈ કરતું નથી, કેમકે નકલ કરનારો મનુષ્ય પોતાની મહેનત કે વસ્તુના પ્રમાણમાં અધિક કિંમત મેળવવા ખાતર નકલી વસ્તુ પેદા કરે છે; અને ધૂળ વિગેરે નજીવા પદાર્થોમાં તેમ બની શકતું નથી, તેથી તેની નકલ કોઈ કરી શકતું નથી. આ ઉપરથી વાચકવર્ગે એટલું ખ્યાલ રાખવાનો છે કે–જે વસ્તુના ઘણા ભેદો હોય છે, તે વસ્તુના ભેદોમાં ઘણા નકલી હોય છે, અને એટલા જ સાચા હોય છે, પણ તે ઘણા નકલી ભેદોને અંગે સાચા ભેદને સમજવો ઘણો મુશ્કેલ પડે છે, અને તેથી કેટલીક વખત કેટલાક ભોળા જીવો તે નકલીની સંખ્યા ઘણી હોવાથી સર્વને નકલી ગણી કિંમત વગરના જ ગણે છે, જેમ એક ગામડામાં રહેલો કે જંગલમાં રહેલો કોળી વિગેરે કે ભીલ વિગેરે નકલી હીરા વિગેરેની, કે સાચા હીરા વિગેરેની કિંમત નહિ-

સમજતાં અજ્ઞાન દશાને લીધે કાં તો બધા નકલી અને સાચા વિગેરેને કિંમતી ગણે છે, અને કાં તો નકલી માલના સંગ્રહમાં આવતો ધનનો ધોકો સાંભળીને સાચા અને નકલી સર્વને નકલી ગણી તેના સંગ્રહથી દૂર રહે છે, તેવી રીતે જગતના કેટલાક ભદ્રિક જનો પણ મોક્ષના સાધનો તરીકે પ્રસિદ્ધિ પામેલા કે ધર્મ તરીકે જાહેર થએલા ધર્મના ભેદોને સાંભળીને સાચા ધર્મની ગવેષણા કે તેના સંગ્રહ તરફ બેદરકાર બની કાં તો સર્વ ધર્મને નિષ્ફળ ગણે છે, કાં તો સર્વ ધર્મને આરાધવા તત્પર થાય છે, પણ તે ભદ્રિક જીવ બુદ્ધિનો ઉપયોગ કરવામાં ઘણો જ કાચો હોવાથી નકલી સાધનો અને ધર્મોને દૂર કરી એક સત્ય મોક્ષના સાધન અને ધર્મને ગ્રહણ કરવા માટે નસીબદાર થતો નથી, પણ એક શહેરી મનુષ્ય સારી સમજને ધરાવતો હોય, તો તે ગાઢ જંગલોમાં કે અથાગ દરિયામાં રહેલા શુદ્ધ પદાર્થને ખોળી કાઢે છે, અને બજારમાં ડગલે પગલે અથડાતા નકલી પદાર્થને તે નકલી તરીકે સારી રીતે ઓળખી શકે છે. તેવી રીતે સૂક્ષ્મબુદ્ધિવાળા પુરુષો મોક્ષના નકલી સાધનો અને નકલી ધર્મો સાંભળવાથી કે દેખવાથી ગભરાતા નથી, અને સત્ય સાધન અને ધર્મની પ્રાપ્તિની મુશ્કેલી જાણતાં એક રૂંવાડે પણ કંપિત થતા નથી, પણ સત્ય સાધન અને ધર્મને પ્રાપ્ત કરવા માટેજ કટિબદ્ધ થાય છે, તેવા સૂક્ષ્મબુદ્ધિ જીવો કદાચિત અન્ય જાતિ કે અન્ય ધર્મવાળા કુળોમાં જન્મેલા હોય છે, તો પણ તેઓ પોતાની સૂક્ષ્મબુદ્ધિના પ્રતાપે સત્ય સાધન અને ધર્મની ગવેષણા કરી તેને શોધી શકે છે અને ગ્રહણ કરી શકે છે, અને આટલા માટેજ શાસ્ત્રકારો ધર્માર્થી પ્રાણી માત્રને અંગે સૂક્ષ્મબુદ્ધિની પ્રથમ નંબરે જરૂરીઆત ગણે છે.

## સૂક્ષ્મબુદ્ધિની જરૂર

આ સ્થળે એક વાત ધ્યાનમાં રાખવાની છે કે-શાક લેવા ગએલો અજ્ઞાન દશાએ તો તેને પૈસા, બે પૈસાનું નુકશાન હોય, વસ્ત્રાદિક લેવા ગએલાને અજ્ઞાન દશાનું હોય તો બે ચાર આનાનું નુકશાન હોય છે, ચાંદીની ચીજ

લેવા ગએલાને ઠગાતાં પાંચ, પચીસ રૂપિયાનું નુકશાન હોય છે, સોનાની ચીજ લેવા ગએલો હોય અને બુદ્ધિ નહિ ચાલે અને જો ઠગાય તો તેને સેંકડો રૂપિયાનું નુકસાન હોય છે, અને હીરા, મોતી વિગેરે ઘણી કિંમતી ચીજો લેવા ગએલો મનુષ્ય જો પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કરે, અને ખબરદારી ન રાખે તો હજારો અને લાખો રૂપિયાનું નુકશાન વહોરી લે છે. એવી રીતે જગતના પદાર્થોની પરીક્ષામાં થાપ ખાનારો મનુષ્ય તે પદાર્થો બાહ્ય પૌદ્‌ગલિક હોવાને અંગે અને ઐહિક હોવાને લીધે, તેમાં ઠગાવાથી થતું નુકશાન લાખો રૂપિયાનું હોય તો પણ તે પૌદ્‌ગલિક અને કેવળ ઐહિકજ છે, પણ મોક્ષનું સાધન અને ધર્મ પરભવને અંગે, આત્મકલ્યાણને અંગે અને સર્વ જીવના શ્રેયને માટે કરાતો હોય તેની પરીક્ષામાં જો સૂક્ષ્મબુદ્ધિ ન હોય તો, તે સાધન અને ધર્મને ગ્રહણ કરનારો મનુષ્ય મોક્ષરૂપી સાધ્યને નહિ સાધતાં કેવળ ભવચક્રમાં ભ્રમણ કરનારોજ થાય છે, આત્મકલ્યાણને ન મેળવતાં પોતાના આત્માને સદ્‌ગતિની અભિલાષા છતાં પણ દુર્ગતિના વમળમાં ઘેરાવી દે છે, એટલુંજ નહિ પણ પોતાના સગા સંબંધીઓને તથા પોતાની સંતતિને પણ મોક્ષમાર્ગ અને સદ્‌ગતિથી ચ્યુત કરી સંસારમાં ભ્રમણ કરાવનારો તથા દુર્ગતિમાં રખડાવનારો થાય છે. આ વાત તો વર્તમાન જગતમાં અનુભવસિદ્ધ છે કે-ઘણા લોકો મોક્ષનું સાધન અને ધર્મની કિંમત વાસ્તવિક રીતે ન સમજતાં કેવળ પોતાની બાપદાદાની પ્રણાલિકા અને સગાસંબંધીઓના વર્તનને અનુસરીને મોક્ષના સાધનો અને ધર્મમાં પ્રવૃત્તિ કરે છે, અને તેનેજ આધારે જ્ઞાતિનો રિવાજ ધર્મ સાથે સંબંધવાળો થઈ ગએલો છે. એવા વખતમાં ઘણા લાંબા કાળથી આદરાએલું સાધન અને કરાએલો ધર્મ યોગ્ય ન પણ હોય તો પણ તે વિષનો કીડો વિષમાંથી ઉત્પન્ન થઈ વિષમાંજ જીવે, અને તેવા કીડાને મન નિર્વિષ પદાર્થ હોય તો પણ તે પોતાના જાતિસ્વભાવને અંગે અરૂચિકર થાય છે, તેમ સામાન્ય રીતે વર્તમાન જગતમાં પણ પોતાના આદરાએલા સાધન ... કરાએલો ધર્મ મોક્ષને પ્રાપ્ત કરાવનાર કે આત્માનું કલ્યાણ કરાવના

તો હવે બીજું કાંઈ ફળ ન મળે તેવું હોય તો પણ તે નરક અને નિગોદ વિગેરેમાં રખડાવનાર એવા ધનધાન્યાદિનો કે સ્ત્રીપરિવારાદિનો સંબંધ ત્રિવિધ, ત્રિવિધે વોસરાવવોજ જોઈએ, પણ આવો વિચાર કે ઉચ્ચાર અધ્યાત્મજ્ઞાનના આડંબરીઓને કે તેના ભક્તોને હોતો હોય કે થતો હોય એમ જણાતું નથી, કેમકે જો તેઓને તેવો વિચાર આવતો હોય, કે તેઓનો તેવો ઉચ્ચાર થતો હોય તો તેના ભક્તો આત્મકલ્યાણ કે સદ્‌ગતિ માટે નહિ તો પણ માત્ર નરક, નિગોદાદિના નિવારણ માટે પણ તે ધનધાન્ય અને સ્ત્રીપરિવારાદિનો ત્યાગ કરવા કટિબદ્ધ થાય. દરેક જીવે અનાદિ ભવચક્રમાં અનંતા અનંત ભવો કરેલા છે અને જ્યાંસુધી અક્ષયસુખમય અવ્યાબાધપદની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી નરકાદિક ચાર ગતિઓમાંથી કોઈપણ ગતિમાં દરેક જીવને જવાનું તો હોય જ છે. જો તે જીવ ધનધાન્યાદિકના સંગ્રહાદિ તરફ પ્રવર્તે તો નરક, નિગોદાદિ દુર્ગતિમાં જાય અને જો તે જીવ આત્મકલ્યાણની બુદ્ધિથી નહિ પણ માત્ર માન, પૂજા, દેવલોક કે રાજા, મહારાજાદિપણાને પ્રાપ્ત કરવાની ઇચ્છાએ તો દેશવિરતિ કે સર્વવિરતિની ક્રિયા કરે તો નવમા ગ્રૈવેયક સુધીના દેવોમાં દેવપણાની પ્રાપ્તિ કરે. આ વસ્તુ વિચારતાં સ્પષ્ટપણે માલમ પડશે કે-જે ભોગોએ અનંતાઅનંતી વખત સદ્‌ગતિ બંધ કરી દુર્ગતિ આપેલી છે, તેવા ભોગો તરફ દૃષ્ટિ કરવી તે પણ સમજુને છાજે એવી નથી, અને જે દેશવિરતિ અને સર્વવિરતિની ક્રિયાએ અનંત વખત દુર્ગતિનું નિવારણ કરીને સદ્‌ગતિ પ્રાપ્ત કરાવી છે, તે ક્રિયાથી તો સમજુ મનુષ્ય એક લગાર પણ દૂર રહે નહિ, પણ તે કહેવાતા અધ્યાત્મવાદીઓને તો જે ધનધાન્યાદિના સંબંધથી અનંતાઅનંતી વખત નુકશાન થયું છે, તેની પ્રવૃત્તિ તો છોડવી નથી, અને જે ક્રિયાએ અનંતી વખત દેવલોકાદિરૂપ સારૂં ફળ મેળવી આપ્યું છે, તે ક્રિયાને છોડવા છોડાવવા તૈયાર થયું છે અને તે પણ ક્રિયાનું છોડવું, છોડાવવું ત્રિલોકનાથ તીર્થંકરના ઉપર પ્રરૂપેલા વચનને અનુસારે જ્યારે કરવામાં આવે છે ત્યારે તે ઉન્માર્ગની કોઈ હદ જ રહેતી નથી.

### મોક્ષના આશયથી કલ્યાણ.

આ સ્થાને કોઈ મધ્યસ્થ દૃષ્ટિવાળો મનુષ્ય એવી શંકાને જન્મ આપે કે તે અનંત વખત ગ્રૈવેયકપ્રાપ્તિના સૂત્રોનો કહેવાતા અધ્યાત્મવાદીઓ દુરૂપયોગ કરે છે એમ માનીએ તો પણ એટલું વિચારવાની તો અવશ્ય જરૂર છે કે-દરેક જીવને અનંતી વખત દેશવિરતિ અને સર્વવિરતિની ક્રિયા પ્રાપ્ત થઇ છે, છતાં અવ્યાબાધપદની પ્રાપ્તિ માટે, તે વિરતિની ક્રિયાની જરૂર નથી એમ કેમ નહિ! અર્થાત્ જે ક્રિયાએ અનંતી વખત આ જીવમાં સ્થાન કરી અવ્યાબાધપદને મેળવી આપ્યું નથી, તે અવ્યાબાધપદની ઇચ્છાએ તે ક્રિયાઓ (દેશ કે સર્વથી વિરતિ રૂપ) કરવી તેમાં બુદ્ધિમત્તા કહેવાય કેમ! આવી રીતે થતી શંકાના સમાધાનમાં સમજવાનું કે-જેમ અનંતી વખત પ્રાપ્ત થએલી ક્રિયાએ જીવને સિદ્ધિની પ્રાપ્તિ કરી નથી. એમ સૂત્રો જેમ પ્રતિપાદન કરે છે, તેમજ એ પણ પ્રતિસ્થાને પ્રતિપાદન કરે છે કે-અનાદિ કાળથી આ સંસારમાંથી જે અનંત જીવો મોક્ષ પ્રાપ્ત કરી શક્યા છે, તથા જે વર્તમાનમાં પ્રાપ્ત કરે છે, અને ભવિષ્યમાં જે જે જીવો મોક્ષને પ્રાપ્ત કરશે, તે સર્વ જીવો ચારિત્રના પ્રતાપેજ મોક્ષને પ્રાપ્ત કરી શક્યા છે, કરે છે અને કરશે. કેટલાક જીવો ભાવચારિત્ર પ્રાપ્ત કરી, ત્યાગરૂપ દ્રવ્યચારિત્રમાં પણ દાખલ થએલા હોય છે, ત્યારે કેટલાક જીવો ભાવ-ચારિત્રવાળા હોઇ ત્યાગરૂપ દ્રવ્યચારિત્ર લેવામાં તલ્લીન હોય છે અને તેવા જીવોજ મોક્ષપદને પ્રાપ્ત કરી શક્યા છે, કરે છે અને કરશે. કોઈપણ કાળે કોઈપણ જીવ ધન, ધાન્યાદિકનો પરિહાર કરવો જોઈતો નથી, અગર તે પરિહાર જરૂરી નથી અથવા ધનધાન્યાદિકનો સંયોગ આત્માને બાધાકારક નથી એવું જાણવા, માનવા કે પ્રરૂપવાવાળો હોઇને મોક્ષે ગયો નથી, જતો નથી કે-જશે નહિ. આ હકીકત ધ્યાનમાં લેનારા મનુષ્યને ત્યાગ કે ક્રિયા અલ્પ ફળવાળી છે, નિષ્ફળ છે કે બિનજરૂરી [illegible] નથી. એવી રીતે બીજામાં અનેક

કરતો નથી પણ તેટલા માત્રથી તે બીડની જમીન કે વરસાદ નિરુપયોગી છે અને તેથી દાણાની ઇચ્છાવાળાએ જમીન અને વરસાદથી બેદરકાર રહેવું એમ કહી શકાયજ નહિ, કેમકે બીડમાં જે સરસ જમીન અને પુષ્કળ વરસાદ છતાં પણ જે ધાન્યનો ઉદ્‌ભવ થયો નથી, તે જમીન કે વરસાદ વરસવાના વાંકને લીધે નહિ, કિન્તુ તે જમીનમાં વાવેતર કરવામાં આવેલું ન હતું અને તેથીજ તે જમીન સરસ છતાં અને વરસાદ પણ પુષ્કળ છતાં પણ અનાજની ઉત્પત્તિ થઇ નહોતી. આ વાત ધ્યાનમાં રાખીને ખેડૂતવર્ગ કે જે તેવી વિશેષ અક્કલ ધરાવતો નથી તે પણ જમીન અને વરસાદની અપેક્ષા રાખી બીજ વાવવાનો ઉદ્યમ કરે છે, તેવી રીતે જે જીવોને ત્યાગ અગર ક્રિયાનું આદરવું અનંતી વખત થયું, પણ મોક્ષ મળ્યો નહિ તે જીવોએ મોક્ષની પ્રાપ્તિ માટે જરૂરી એવું મોક્ષની ઇચ્છારૂપી બીજ વાવ્યું જ ન હતું, અને બીજ વાવ્યા વિના જેમ અનાજની ઉત્પત્તિ અસંભવિતજ છે, તેમ મોક્ષપ્રાપ્તિની ઇચ્છારૂપ બીજ વિના મોક્ષપ્રાપ્તિ અસંભવિત જ છે. અને તેથી મોક્ષપ્રાપ્તિની ઇચ્છારૂપ બીજ વિનાની ત્યાગ–ક્રિયાઓ મોક્ષ ન આપે તેમાં આ આત્મારૂપ ક્ષેત્રનો કે ક્રિયારૂપ વરસાદનો કોઇપણ અંશે દોષ કહી શકાય નહિ. એ તો યાદ રાખવાની જરૂર છે કે–મોક્ષપદનું સ્વરૂપ જાણી, તેની શ્રધ્ધા કરી, તેની સુંદરતા લક્ષ્યમાં લાવી, તે પ્રાપ્તિ કરવાની ઇચ્છાએ જેઓ ત્યાગ-ક્રિયા કે ચારિત્ર આદરે છે, તેઓને તેવાં ચારિત્રો અનંતી વખત કરવાં પડતાં જ નથી. વળી બીજ નહિ વાવ્યા છતાં પણ સુરસ જમીન સારા વરસાદના સંયોગે ધાન્યને જન્મ ન આપે તો પણ ઘાસને તો સારા પ્રમાણમાં જ જન્મ આપે છે, અને તેવી રીતે સારા પ્રમાણમાં ઘાસને પણ જન્મ આપનાર જમીન અને વરસાદને નિષ્ફળ ગણી શકીએ નહિ, તેવી રીતે મોક્ષપદની પ્રાપ્તિની ઇચ્છારૂપ બીજના વાવેતરના અભાવે મોક્ષને નહિ આપનારાં પણ જે ચારિત્ર, ત્યાગ કે ક્રિયા અનંત વખત ગ્રૈવેયકને પ્રાપ્ત કરાવે છે, તે ચારિત્ર, ત્યાગ કે ક્રિયાને નિષ્ફળ ગણાવવા કે તેમ ગણાવી તેનો નાશ કરાવવા કોઇપણ સમજુ મનુષ્ય તૈયાર થાય નહિ, એટલે કે

અનંતી વખત કરેલી ક્રિયાથી મોક્ષપ્રાપ્તિ નથી થઇ, તેમાં તે ક્રિયાનું અપોજકપણું નથી, પણ તે ક્રિયાની સાથે જોઈતું મોક્ષાભિલાષીપણું નહોતું મળ્યું, તેથી જ મોક્ષની પ્રાપ્તિ થઈ નથી, માટે સુજ્ઞજીવોએ તે ચારિત્ર, ત્યાગ કે ક્રિયાને પુણ્યકર્મની માફક અનંત તીવ્ર લાગણીથી અંતરમાં રાખી મોક્ષપ્રાપ્તિની ઉત્કંઠા માટે વધારવાની જરૂર છે, અને શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે કે-મોક્ષની પ્રાપ્તિ કરવા માટે જ જે ચારિત્ર, ત્યાગ કે ક્રિયા હોય કે જેથી કરવામાં આવે તે આઠ ભવની અંદર જરૂર મોક્ષ આપે છે. આજ વાત સમ્યગ્દર્શન, જ્ઞાન કે ચારિત્રની જઘન્ય આરાધનાથી પણ આઠમે ભવે મોક્ષ થાય છે, એવું શ્રી ભગવતીજી આદિ શાસ્ત્રોનું કથન ખુલ્લી રીતે સાબીત કરે છે, અર્થાત્ એટલું નિશ્ચિત છે કે મોક્ષપદની પ્રાપ્તિ માટે કરાતી ચારિત્ર કે ત્યાગની ક્રિયા મોક્ષની પ્રાપ્તિ કરાવ્યા સિવાય રહેતીજ નથી, માટે મોક્ષના અર્થી જીવોએ ચારિત્ર ત્યાગ કે ક્રિયામાં સર્વદા પ્રવૃત્ત રહેવુંજ જોઇએ.

લાંઘણક્રિયા કહેનારને જવાબ.

ઉપર જણાવેલા વર્તમાનના અધ્યાત્મવાદીઓ જ્યારે મનવચનથી સાધ્ય અને સામાન્ય દેહદમન માત્રથી બની શકે એવા દાન અને શીલ ધર્મથી અધ્યાત્મને નામે જ્યારે દૂર રહે છે અને ભદ્રિક જીવોને ભરમાવીને દૂર રાખે છે, ત્યારે અત્યંત કષ્ટસાધ્ય એવા તપથી તેઓ દૂર રહે અને દૂર રાખે તેમાં આશ્ચર્ય જ શું ! કેટલીક વખત તો તે અધ્યાત્મવાદીઓ તપરૂપી ધર્મ તરફની અરૂચિ જાહેર કરતાં તે તપને લાંઘણક્રિયા તરીકે કે અજ્ઞાનક્રિયા તરીકે જણાવતાં પણ ડરતા નથી. તે અધ્યાત્મવાદીઓને ખ્યાલમાં પણ નથી આવતું કે શ્રી જિનેશ્વર મહારાજના શાસનના શ્રવણથી કે તે શ્રવણ કરવાવાળાઓના પરિચયથી આત્મકલ્યાણ કે સદ્ગતિને માટે અથવા સામાન્ય કલ્યાણદૃષ્ટિથી સૂત્રમાં કહેલી તપસ્યાને કરી તેને જે લાંઘણક્રિયા કહે તે મનુષ્યને આગામી ભવોમાં એવું સત્કારક અં

માર્ગને શ્રવણ કરવા, આચરવા કે અનુમોદવા જેટલું પણ સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરી શકે નહિ. દરેક વાચકોએ એ વાત તો જાણેલી હશેજ કે જે મનુષ્ય જે ગુણની ઉપર દ્વેષ, નિહ્નવ કે માત્સર્યાદિક કરે, તે જીવ તે ગુણને ભવાંતરે પણ પામી શકે નહિ, તો પછી ત્રિલોકનાથ તીર્થંકરોએ જે તપસ્યાનો ઉપદેશ મોક્ષને માટે જરૂરી તરીકે જણાવ્યો છે, અને ખુદ પોતે મોક્ષની સિદ્ધિ માટે તીવ્રતમ તપસ્યાનો આદર કરેલો છે, તેવી તપસ્યાને લાંધણ તરીકે જણાવવી તે કેવળ તપસ્યાનાજ દ્વેષાદિ તરીકે નહિ, પણ ખુદ ત્રિલોકપૂજ્ય ભગવાન્ તીર્થંકરોના પણ દ્વેષાદિ તરીકે સમજવા. જો કે લાંધણક્રિયા હોય તો પણ તે સર્વથા વર્જવા જેવી તો નથી જ, કેમકે જેને આત્મકલ્યાણની ભાવના નથી, સદ્‌ગતિની અભિલાષા નથી, અને જિનેશ્વર મહારાજે મોક્ષ અને સદ્‌ગતિની પ્રાપ્તિ માટે આ કહેલું છે, એવી ભાવના જેને ન હોય, અને ખાવા ઉપર જ જેનું મન આખી તપસ્યામાં ચોંટી રહ્યું હોય, ખાવાના સાધનોને ખોળતો હોય, ખાવાને માટે જ ફાંફાં મારતો હોય, તેવા મનુષ્યનું અભોજન તેજ લાંધણક્રિયા કહેવાય. અર્થાત્ તપ કરવાની બુદ્ધિ કે ઈચ્છા વગર અને ખાવાની જ બુદ્ધિ અને ઈચ્છા છતાં ભોજનાદિ ન મળવાથી જે ભૂખ્યું રહેવું પડે તેનું નામ લાંધણક્રિયા છે. તેવી પણ લાંધણક્રિયા અકામનિર્જરાને તો જરૂર જ ઉત્પન્ન કરે છે. જો કે કોઈ પણ તપસ્યા કરનારા તેવા જૈનદર્શનમાં તો હોતા નથી, પણ જૈનેતર દર્શનોમાં તેવી રીતે લાંધણક્રિયા થવાનો સંભવ છે, છતાં પણ તે જૈનેતર દર્શનોમાં પણ થતી લાંધણક્રિયારૂપ તપસ્યા નિર્જરાને તો જરૂર જ કરે છે, અને તેથી જ આચાર્ય મહારાજ ઉમાસ્વાતિજી વિગેરે અકામનિર્જરા અને બાલતપસ્યાને દેવલોકના આયુષ્ય બાંધવાના સાધન તરીકે જણાવે છે. તે વર્તમાનના અધ્યાત્મવાદીઓએ ખાસમાં ખાસ જોઈએ કે—લાંધણક્રિયા જેવી પણ તપસ્યા સાક્ષાત્ અકામનિર્જરા કરનાર અને પરંપરાએ ધર્મપ્રાપ્તિના સંયોગો મેળવી, સકામનિર્જરાના કર્મોને મેળવી આપનાર થાય છે, એમ શાસ્ત્રમાં જણાવેલા સ્કંધકમુનિ

શિવકુમાર વિગેરેના દૃષ્ટાંતોથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે. જો કે ભગવાન્ હરિભદ્રસૂરિ મહારાજ તો પ્રત્યાખ્યાનને ઉદ્દેશીને એમ સ્પષ્ટ જણાવે છે કે–'આ જિનેશ્વર મહારાજે કહેલું છે' એવી ભક્તિથી જે પચ્ચક્ખાણ કરવામાં આવે તે પચ્ચક્ખાણ કદાચ તૂટી પણ જાય તો પણ તે તૂટવાથી થએલું દ્રવ્યપચ્ચક્ખાણ ભવિષ્યમાં ભાવપચ્ચખ્ખાણને લાવી આપે છે, આ વસ્તુને વિચારનારો મનુષ્ય જૈનશાસનમાં કહેલા કોઈપણ તપધર્મને લાંઘણક્રિયા તરીકે જણાવી શકે નહિ. અર્થાત્ જૈનશાસ્ત્રમાં વર્ણવેલા વ્રત, નિયમ અને તપ વિગેરે કોઈ દિવસ પણ અકામનિર્જરા કરવાવાળા છે એમ કહી શકાય જ નહિ. વર્તમાન યુગના અધ્યાત્મવાદીઓએ ધ્યાનમાં રાખવાનુ છે કે–જૈનશાસ્ત્રમાં કહેલી દરેક ક્રિયા મોક્ષને અનુસરવાવાળી હોઈ મહોદયને કરવાવાળી છે, અને અન્ય દર્શનની તપસ્યા પણ અકામનિર્જરાદ્વારાએ સદ્ગતિ અર્પણ કરી ધર્મસામગ્રી પ્રાપ્ત કરાવવાદ્વારાએ સકામનિર્જરામાં જોડનારજ છે, છતા તે તપસ્યાના પરિહારથી ચોવીસે કલાક જાનવરની માફક ભક્ષણક્રિયા કરવામાં પર્વ કે તિથિનો ખ્યાલ નહિ રાખતાં નિર્વિવેકપણે હંમેશાં વર્તવામાં ભક્ષ્ય, અભક્ષ્ય કે પેય, અપેયનો વિભાગ નહિ સમજતાં કે નહિ ધારતાં અવિરતિ મિથ્યાદૃષ્ટિપણામાં વર્તવામાંજ કોઇપણ પ્રકારે કલ્યાણનું બુંદ પણ હોય તેમ સમજવું નહિ એવી રીતે ભોગ, ઉપભોગમાં સ્વચ્છંદપણે વર્તવાથી અનંતાજીવોએ દુર્ગતિજ મેળવી છે, ભોગ, ઉપભોગના રસિક કોઈપણ જીવે સદ્ગતિ મેળવી નથી, મેળવતો નથી અને મેળવશે પણ નહિ. સૂક્ષ્મ એકેંદ્રિયપણાથી આ જીવનું જે આગળ વધવું થએલું તે અકામનિર્જરાના પ્રતાપેજ છે. જો અકામનિર્જરા ન થઇ હોય તો કોઈ પણ જીવ સૂક્ષ્મ એકેંદ્રિયપણામાંથી બહાર આવતજ નહિ, યાવત્ અસંજ્ઞી પંચેંદ્રિયપણામાંથી આગળ સંજ્ઞી પંચેંદ્રિયપણામાં આવવાનો તો સંભવજ રહેત નહિ. અર્થાત્ જૈનશાસનમાં કહેલા અનુષ્ઠાનો આત્મકલ્યાણને કરનારાં છે, અકામનિર્જરા પણ સદ્ગતિ આપવા દ્વારાએ આત્મકલ્યાણની સિદ્ધિ-

ચારિત્રને પ્રાપ્ત કરનારા હોવા સાથે તપસ્યારૂપી ગુણમાં દિન પ્રતિદિન દ્રઢિભૂત થનારા હોય. કોઇ પણ સૂત્ર, શાસ્ત્ર કે ગ્રંથમાં એવું એક પણ વાક્ય નથી કે–જેનો અર્થ કે ભાવાર્થ એવો થાય કે તપસ્યાને લાંઘણ-ક્રિયા કહીને કે અજ્ઞાનક્રિયા જણાવીને તપરૂપી પ્રકૃષ્ટગુણ તરફ અરૂચિ ધારનારો તથા અન્ય ભદ્રિક જીવોને ભરમાવીને તેવી અરૂચિ ધરાવનારો થઈ ખાનપાન, ગાનતાનમાં મસ્ત થઇ વિષયકષાયના વમળમાં પડી રહેલો જીવ અવધિઆદિ જ્ઞાનોને પામી શકતો હોય, અને જ્યારે તેવા વર્તમાન અધ્યાત્મવાદીઓને અન્ય તપસ્યા કરનાર મુમુક્ષુ જીવોના પરિણામને જાણવાનું જ્ઞાન છે નહિ અને તે હોવાનો દાવો કરી શકે તેમ નથી, તો પછી મુમુક્ષુ જીવોના તપરૂપી પ્રકૃષ્ટગુણને કે સામાન્ય તપને તેઓ અજ્ઞાનક્રિયા તરીકે જણાવે તે મોક્ષાર્થી જીવોએ કાને પણ ધરવું લાયક નથી. વર્તમાન અધ્યાત્મવાદીઓની અપેક્ષાએ ત્રિલોકનાથ ઋષભદેવાદિક ચોવીસે તીર્થંકરો, સર્વલબ્ધિસંપન્ન શ્રી ગૌતમ આદિ ગણધરો, અનુપમ બાહુબળથી ચક્રવર્તીને ચકિત કરનારા શ્રી બાહુબલજી આદિ મહામુનિઓ, ચક્રવર્તીની ઋદ્ધિને પણ પાપના પોટલા તરીકે ગણી તેનો પરિહાર કરવાને પ્રવ્રજ્યા લેવા ઉત્સુક થએલી સુંદરી આદિ મહાસતીઓ અન્ય ધર્મમાં જન્મ લીધા છતાં તેજ અન્ય ધર્મના સંસ્કારથી અન્ય ધર્મની પરિવ્રાજકપણાની દીક્ષા અંગીકાર કરી, છતાં ત્રિલોકપૂજ્ય શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજની છત્રછાયા તળે જેઓએ શ્રમણ નિર્ગ્રંથોની પ્રવ્રજ્યા અંગીકાર કરી એવા સ્કંધકઆદિ મહર્ષિઓ, લાખ વર્ષ જેવી લાંબી મુદત સુધી અખંડિતપણે માસખમણ ઉપર માસખમણની તપસ્યા કરનાર નંદનકુમારાદિ ભાવિ તીર્થંકર થનારા જીવો વિગેરેએ આ તપરૂપી મહાગુણની આરાધના કેટલી બધી કરી છે કે–જે જૈનના એક બચ્ચાથી પણ અજાણી નથી, તો એ બધા પરમપૂજ્ય મહાત્માઓને આ વર્તમાન અધ્યાત્મવાદીઓ અજ્ઞાનક્રિયાવાળા કહેતાં શરમાતા નથી એ ખરેખર ભયંકર છે.

નવી નવી સ્થિતિવાળું થાય, અને તે જુદું જુદું ભોગવવું પડે એમાં
નવાઇ નથી; અને તેથી જ વ્યક્તિની અપેક્ષાએ કર્મ સાદિસાંત છતાં
પ્રવાહની અપેક્ષાએ અનાદિ કહી શકાય છે. જેમ એક દિવસ કે એ
રાત્રિની શરૂઆત પણ છે અને સમાપ્તિ પણ છે, પણ છતાં સમ
રાત્રિદિવસની અપેક્ષાએ દિવસ કે રાત્રિની શરૂઆત કહી શકીએ નહિ
અને હોય પણ નહિ. કેમ કે દિવસ અને રાત્રિ સિવાયનો તેનાથી સર્વથા
ભિન્ન એવો ત્રીજો કોઈ કાળ જ નથી, અથવા તો જેમ વર્તમાન
સમયની સાદિસાંતપણાની સ્થિતિ છે, છતાં તેજ વર્તમાનસમયને
વર્તવાથી જ બનેલા અતીતકાળના સમયોની સાદિ સ્થિતિ નથી, પણ
અનાદિ સ્થિતિ છે. આ ઉપરથી એટલું જ સમજવાનું કે સિદ્ધભગવાનો
માંથી પણ કોઇપણ સિદ્ધભગવાનની વ્યક્તિ સમ્યગ્દર્શનાદિને પ્રાપ્ત કરી,
તપસ્યાની કઠોર કરવાલથી કર્મકટકનું કાસળ કાઢ્યા સિવાય સિદ્ધપણું
મેળવી શકી નથી. અર્થાત્ સિદ્ધ ભગવાનને પણ જે સિદ્ધપણું મળ્યું છે
તે તપસ્યારૂપી કલ્પવૃક્ષનો જ અનુપમ મહિમા છે. કોઇપણ સિદ્ધભગવાન
તપસ્યારૂપી કલ્પવૃક્ષની છાયાનું સેવન કર્યા સિવાય સિદ્ધપણું મેળવી
શક્યા જ નથી. સિદ્ધ એવો શબ્દ જ કહી આપે છે કે—તેઓએ અમુક
કાળે જ સિદ્ધપણું મેળવ્યું છે, અને તે સિદ્ધપણું મેળવવાના પહેલા
સિદ્ધપણા સિવાયના એટલે બંધનસહિતપણાના અનુભવમાં જ હતા, અને
જો સર્વ સિદ્ધ મહારાજાઓ કર્મથી પહેલાં બંધાએલા જ હતા તો પછી
તેઓને પણ જ્ઞાનાવરણીયાદિ આઠે કર્મોને તોડવા માટે તપસ્યારૂપી
કરવાલને કરકુશેશયમાં લેવી જ પડી હતી, એમ શાસ્ત્રથી અને યુક્તિથી
માનવું જ પડશે.

## નિર્જરા માટે તપની જ કર્તવ્યતા.

એમ જાણવાથી તથા માનવાથી સ્પષ્ટ જાણવું અને માનવું
પડશે કે આ આત્માના જ્ઞાનાદિક ગુણોને આવરીને લુપ્ત કરનાર જ્ઞાના-
વરણીયાદિ કર્મોનો નાશ કરનાર કોઈ પણ હોય તો તે માત્ર તપસ્યારૂપી

મહાપુરુષ છે. જો કે દરેક સમયે જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મો ભોગવવાનાં હોવાથી દરેક સમયે આઠે કર્મોનો નાશ એટલે નિર્જરા કરેજ છે, કેમકે જે જે કર્મ ભોગવવામાં આવે તે તે કર્મ આત્માથી જુદું પડે છે એટલે ક્ષય પામેજ છે, પણ તેવી રીતે દરેક સમયે ભોગવવાથી થતો જ્ઞાનાવરણીયાદિનો ક્ષય આત્માને કંઇ પણ ગુણ ઉત્પન્ન કરતો નથી, કારણ કે ભોગવવાથી ક્ષય કરેલા કર્મો કરતાં પણ તે વખતે બંધાતાં કર્મો તે ભોગવાએલા કર્મો કરતાં ઓછાં હોતાં નથી, અને તેથીજ સંસારમાં રહેલા દરેક ભવ્ય અને અભવ્ય જીવો અનાદિકાળથી દરેક સમયે આઠે કર્મોનો ભોગવવે કરી નિર્જરા કરવાવાળા છતાં પણ અનંતકાળ થયો તો પણ આગળ વધ્યા નહિ. અર્થાત્ તેવી કર્મોને ભોગવવાથી થતી નિર્જરા સંસારના સર્વ જીવોને અનાદિથી હોવા છતાં તે નિર્જરા કંઈ પણ વિશેષ ગુણ કરનારી ન હોવાથી અને અધિક કર્મોનો બંધ કરાવવાવાળી હોવાથી તે કર્મોના ભોગવવાને નિર્જરાના ભેદ તરીકે ગણાતી નથી. ધ્યાન રાખવું કે કર્મોના ઉદયથી થયેલી નિર્જરા એ અધિક કર્મોને બંધાવનારી છે, અને તેથીજ ક્રોધાદિક અને પુરુષવેદાદિકના ઉદય વખતે જો કે તે ક્રોધ અને પુરુષવેદાદિકનો ક્ષય થાય છે, પણ તે પુરુષવેદાદિ અને ક્રોધાદિકના કર્મોનો ભોગવવાથી ક્ષય કરતાં ઘણુંજ ચીકણું કર્મ બંધાય છે અને તેથી તે ઉદયદ્વારાએ ક્રોધાદિકના ક્ષય કરનાર જીવને નરકાદિકનું આયુષ્ય બાંધી, તે નરકાદિ દુર્ગતિમાં રખડવું પડે છે, અને તેથીજ શાસ્ત્રકારો પુરુષવેદાદિક અને ક્રોધાદિકના ઉદયમાં રોધ કરવા માટેજ શાસ્ત્રકારો મુમુક્ષુઓને ઘણા વિસ્તારથી ઉપદેશ આપે છે. જો એવી રીતે ઉદયદ્વારાએ ભોગવાતા ક્રોધાદિ કર્મોમાં દુષ્ટ કર્મોનો બંધ અને દુર્ગતિઆદિ ન હોત તો તે ક્રોધાદિકના ઉદયને રોકવા માટે શાસ્ત્રકારોએ દીધેલો ઉપદેશ એ નિર્જરારૂપી ગુણનો અંતરાય કરનારજ થાત. પણ વાસ્તવિક રીતિએ ફક્ત તીર્થંકર નામકર્મ કે આહારક નામકર્મ સિવાયના કર્મોનો ઉદય જ અશુભ ગણાય છે, કેમકે તે શેષ કર્મોનો ઉદય નિર્જરા

કરાવે છે. આ વસ્તુ વિચારતાં કર્મોના ઉદયથી થતી નિર્જરાને નિર્જરાના ભેદમાં ન ગણાવાય અને તે તે કર્મોના ઉદયના કાર્યને સારાં ન ગણાય કે તે કરવાનો ઉપદેશ શાસ્ત્રકારો ન આપે તે સ્વાભાવિક જ છે, શાસ્ત્રકારોના કથન મુજબ કર્મક્ષય રૂપ નિર્જરાના બાર ભેદો છે અને તે બાર ભેદોને તપ એમ કહેવામાં આવે છે.

## તપથી સકામનિર્જરા, સમ્યગ્દર્શનાદિની જરૂર.

ધ્યાનમાં રાખવું જરૂરી છે કે–કર્મોની અકામ કે સકામપણે નિર્જરા થયા સિવાય જીવો કોઈ દિવસ પણ સમ્યગ્દર્શનાદિ ગુણોમાંથી કોઈ પણ ગુણને પ્રાપ્ત કરી શકતા નથી. પ્રથમ સમ્યગ્દર્શન ગુણ પણ મિથ્યાત્વમોહનીયની સિત્તેર કોડાકોડ સાગરોપમની સ્થિતિમાંથી જ્યારે ઓગણસિત્તેર કોડાકોડ સાગરોપમની સ્થિતિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે અધિક એવી ખપાવે ત્યારે જ એટલે અંતઃકોટાકોટિ સાગરોપમની મિથ્યાત્વાદિ સકલ કર્મોની રહે ત્યારેજ જીવ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પામે છે. એ કંઈક અધિક ઓગણોસિતેર કોડાકોડી સાગરોપમની સ્થિતિનો ક્ષય જીવને અજ્ઞાનદશા હોય ત્યારે જ થાય છે, અને તેથી તેને અકામનિર્જરાજ કહેવાય છે, અને શાસ્ત્રકારો પણ તે કાંઇક અધિક ઓગણોસિતેર કોડાકોડી સાગરોપમની સ્થિતિના ક્ષય કરવાવાળા પરિણામને યથાપ્રવૃત્તકરણ કહે છે. અર્થાત્ તે કરણની વખતે કોઈ પણ જીવને જીવાજીવાદિક તત્ત્વોનું કે આશ્રવ, સંવરાદિ પદાર્થોનું જ્ઞાન કે ખ્યાલ હોતો જ નથી. માત્ર તે યથાપ્રવૃત્તકરણવાળા જીવો સ્થિતિનો ભોગવટો વધારે કરે અને બંધ અલ્પ કરે તેથી જ આગળ વધી શકે છે, અને તેથી જ શાસ્ત્રકારો તેમાં પર્વતની નદીમાં ઘોળાતા સ્વયં ગોળ થતા પાષાણનું દૃષ્ટાંત યથાપ્રવૃત્તકરણમાં આપે છે. આ વસ્તુ વિચારતાં સ્હેજે માલમ પડશે કે શાસ્ત્રકારો જૈન કે અકામનિર્જરાના સાધનો [illegible] ઉદ્દેશ સાથે અજ્ઞાનના નિમેર હોય [illegible] શીખ આપતા નથી, [illegible] પ્રમાણ કરવાને અંગે અકામનિર્જરા પણ [illegible]

પ્રવેશ થાય તેજ વખતે જેમ તેની ઈમાનદારી થઈ ગણાય છે, અને તેજ વખતે તેની બુદ્ધિ જગતને આશીર્વાદ રૂપ થએલી ગણાય છે, અર્થાત્ ઇમાનદારી અને સદ્બુદ્ધિને જુદા કાળે થએલા માની શકાયજ નહિ. તેવી રીતે અહીં પણ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનને જુદા કાળે કે સમયે થએલા માની શકાયજ નહિ. તત્ત્વથી મિથ્યાદર્શનમોહનીયના ઉદયથી જ મિથ્યાત્વ હતું અને તેજ મિથ્યાત્વે જીવના જ્ઞાનસ્વભાવને પણ બગાડીને અજ્ઞાન સ્વભાવ કરી દીધેલો હતો. લાલ કાચના ફાનસમાં રાખેલો દીવો જેમ પોતાની બધી બહારની જ્યોતને લાલ કરી નાખે છે, તેમ મિથ્યાદર્શનના પટલથી આચ્છાદિત થએલા આત્મામાં રહેલું જ્ઞાન તે અજ્ઞાનરૂપે ઝળકે છે, પણ કોઈપણ ઇતર રંગના ફાનસમાંથી બહાર કઢાએલો દીવો પોતાના સ્વભાવમાં જ ઝળકે છે, તેવી રીતે મિથ્યાદર્શન-પટલના અભાવે આત્માને થયેલું સ્વાભાવિક જ્ઞાન તે યથાસ્થિત જ્ઞાન એટલે સમ્યગ્જ્ઞાન રૂપે ઝળકે છે, એટલે સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ તો યુગપદ્જ છે, અને તેથી જ સમ્યગ્દર્શનવાળાને અજ્ઞાની માનવાનો કે જ્ઞાનીને મિથ્યાદર્શની માનવાનો શાસ્ત્રકારો નિષેધ જ કરે છે.

## ચારિત્ર ને તપની સંવર-નિર્જરા માટે જરૂર.

આવી રીતે પ્રાપ્ત થએલાં સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન તે માત્ર નિશ્ચયકારક અને પ્રકાશક હોવાથી મોક્ષમાર્ગમાં સાધનભૂત છે, પણ તે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન કર્મનિર્જરાના કરનારા નથી, પણ માત્ર તેના ફળ એટલે કાર્યરૂપ જ છે. આજ કારણથી યુગપ્રધાન શ્રુતકેવલી ભગવાન્ ભદ્રબાહુસ્વામીજીએ જ્ઞાન કે જે સમ્યગ્દર્શનની સાથે જ હોય છે તે જ્ઞાનને માત્ર પ્રકાશક તરીકે જ ગણાવ્યું છે. જગતમાં પણ દેખીએ છીએ કે સ્વચ્છ દીપક હોય તો પદાર્થોનું દેખવું યથાસ્થિતપણે થાય, પણ તે દીપક તેના સાધક એવા પુષ્પમાલાદિકને લાવતો નથી, તેમજ [illegible] બાધક કંટકાદિને દૂર કરતો નથી. માત્ર તે દીપક તો [illegible] [illegible] અને કંટકને જણાવવા પૂરતોજ ઉપયોગી થાય

છે તેવી રીતે અહીં પણ અકામનિર્જરાના ફળરૂપે પણ પ્રાપ્ત થએલું સમ્યગ્દર્શનયુક્ત એવું સમ્યગ્જ્ઞાન માત્ર આશ્રવાદિનું હેયપણું અને સંવરાદિનું ઉપાદેયપણું જણાવવા પુરતુંજ ઉપયોગી થાય છે. અર્થાત્ કર્મોને તોડવાનું સામર્થ્ય કે આવતાં કર્મોને રોકવાનું સામર્થ્ય તે સમ્યગ્દર્શનયુક્ત જ્ઞાનમાં કોઈપણ પ્રકારે હોતું નથી, અને તેથી જ શાસ્ત્રકારોએ નિર્જરાના ભેદરૂપે ફક્ત બાર પ્રકારની તપસ્યાજ ગણાવી, પણ મોક્ષમાર્ગને અંગે અત્યંત જરૂરી એવા પણ સમ્યગ્દર્શનયુક્ત જ્ઞાનને નિર્જરાના ભેદોમાં સ્થાન આપ્યું નહિ. આ ઉપરથી કહેવાનું તત્ત્વ એટલુંજ છે કે મુમુક્ષુ જીવોએ સમ્યગ્દર્શનયુક્ત સમ્યગ્જ્ઞાનને પામીને સંતુષ્ટ થવાનું નથી, પણ શેષ કર્મસ્થિતિ તોડવા માટે નિર્જરાના ભેદરૂપ તપસ્યા તરફ અવશ્ય કટિબદ્ધ થવાની જરૂર છે.

## સંયમથી સંવર કે નિર્જરા.

એટલી વાત તો ચોક્કસ છે કે સમ્યગ્દર્શન અને તે સહિત જ્ઞાન એ બંનેને નહિ ધારણ કરનારો જીવ જે કર્મ કોડાકોડી વર્ષો સુધી અર્થાત્ પલ્યોપમ અને સાગરોપમ સુધી સતત નિરંતરપણે મોટામાં મોટાં દુ:ખો ભોગવતાં પણ જેટલાં કર્મનો ક્ષય કરી શકતો નથી, તેટલાં કર્મનો ક્ષય સમ્યગ્દર્શનયુક્ત જ્ઞાનને ધારણ કરનારો જીવ એક ઉચ્છ્વાસ માત્ર જેટલા વખતમાં કરી શકે છે, પણ તેટલાં બધાં કર્મોનો તે જ્ઞાનીએ કરેલો ક્ષય સમ્યગ્દર્શન કે તેની સાથે રહેલા સમ્યગ્જ્ઞાનનાજ પ્રભાવે છે એમ નથી, કેમકે તેવો સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનવાળો જીવ જો મન, વચન, કાયાના યોગને એટલે મન, વચન, કાયાથી થતા પ્રાણાતિપાતાદિ આશ્રવમય અશુભ વ્યાપારોને જો રોકવાવાળો ન હોય તો તેવી કર્મનિર્જરાને કોઈ દિવસ પણ પામી શકતોજ નથી. અર્થાત્ મન, વચન, કાયાથી થતી પ્રાણાતિપાતાદિની પ્રવૃત્તિનો રોધ એટલે સંજમ કે સંવરજ તેવાં કર્મોને ક્ષય કરવા માટે સમર્થ છે, અને તેથીજ શાસ્ત્રકારોએ 'તં નાણી તિદ્ગિ ગુત્તો' એ જગો પર કર્મ ખપાવનાર જ્ઞાનીને અંગે ત્રણ

સ્ત્રી, પુત્ર, ધન, ધાન્ય અને આરંભ, પરિગ્રહ, વિષય, કષાયનો ત્યાગ કરવારૂપ સાધુપણાને લે જ નહિ, અને એવો દુર્ગતિથી ડરેલો સાધુ જો વિગઈ (ઘૃતાદિ) કે વિગઈથી બનેલા પદાર્થોને ખાય છે. તો શાસ્ત્રકાર ફરમાવે છે કે-તે વિગઈનો (ઘૃતાદિક) વિકાર (મોહ ઉદય) કરવાનો સ્વભાવ છે, અને તેથી તે ઘૃતાદિ વિગઈ જરૂર વિકાર કરે, અને તે ઘૃતાદિકના ઉપભોગથી થએલો વિકાર દુર્ગતિથી બચવા માટે તે સાધુ થયો છે છતાં પણ તેને બળાત્કારે દુર્ગતિએ લઈ જાય છે.

મહાવિદેહક્ષેત્રમાં વિચરતા ત્રિલોકનાથ સુરાસુરસેવ્ય સીમંધરસ્વામીએ અર્પણ કરેલી ચૂલિકા કે-જે દશવૈકાલિકની ચૂલિકારૂપે છે, તેમાં પણ સાધુતાનું સ્વરૂપ જણાવતાં સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે-'अभिक्खणं निव्विगइं गया य' એટલે તેવા રોગાદિક પુષ્ટ કારણ સિવાય જેઓ વિગઈ એટલે ઘૃતાદિ જેમાં ન હોય તેવાજ આહારને કરવાવાળા સાધુઓ હોવા જોઇએ. આ બધી હકીકત વિચારનાર મનુષ્ય સ્પષ્ટ સમજી શકશે કે-અનશનની અશક્તિમાં કદાચ ખોરાક લેવો પડે તો ઘૃતાદિ વિગઈઓ સિવાયનો એટલે રસના ઈંદ્રિયની આસક્તિપૂર્વકનો આહાર લેવો નહિ, અર્થાત્ રસના ઇંદ્રિયની આસક્તિ વર્જવાવાળો મનુષ્ય રસોને વર્જે છે, અને રસોને વર્જવાવાળો મનુષ્ય વિકારવાળી દશામાં જતો નથી, અને તેથીજ તેવી રીતે રસના ઈંદ્રિયને જીતવાવાળો મનુષ્ય સહેલથી બ્રહ્મચર્યનું પાલન કરી શકે છે, અને જે મનુષ્ય રસના ઇંદ્રિયની આસક્તિ વર્જીને સ્વાભાવિક રીતે બ્રહ્મચર્યનું પાલન કરી શકે, તે મનુષ્યના માનસિક વિકારો શ્રોત્રાદિક ઈંદ્રિયોના વિકારોરૂપી તેના દલાલોનો અભાવ હોવાથી ઉત્પન્ન થવાની શક્તિ ધરાવતા નથી, અને તેથીજ તે રસના ઇંદ્રિયની આસક્તિ અને અબ્રહ્મનું સેવન વર્જવાવાળો મનુષ્ય, સ્વપ્ને પણ મનની વિક્રિયાની દશા પામતો નથી, અને તેથીજ તે અત્યંત દુઃખે ધારણ કરી શકાય તેવા આત્માને કર્મથી બચવા માટે તથા અનેક પૂર્વભવોમાં નિકાચિતપણે બંધાયેલા કર્મોનો નાશ કરવા માટે જરૂરી સાધનરૂપ ગણાતી એવી બ્રહ્મચર્યને તે ધારણ કરે છે, અને જે મહાપુરુષ રસનાઈંદ્રિયની આસ-

દુર્જયતા પછી મનોગુપ્તિની દુર્જયતા ત્રીજે નંબરે નહિ લેતાં જે બ્રહ્મવ્રતની દુર્જયતા ત્રીજે નંબરે લીધી છે તે પણ એમ સૂચવે છે કે જે મનુષ્ય રસના ઈંદ્રિયના વિકારોને જીતી, પુરુષવેદાદિકરૂપ મોહના વિકારોને જીતવા સમર્થ થાય છે, તેજ દુર્ધર બ્રહ્મચર્યવ્રતને ધારણ કરનારો બની શકે છે. એ રસનાદિક ત્રણ દુર્જયોને જણાવ્યા પછી અંતમાં જે મનોગુપ્તિનું દુર્જયપણું જણાવે છે તે વાંચકોનું એટલું લક્ષ્ય ખેંચવાને બસ છે કે-પૂર્વોક્ત રીતિએજ બ્રહ્મચર્યને ધારણ કરનાવાળો મનુષ્ય વાસ્તવિક રીતિએ મનોગુપ્તિને ધારણ કરી શકે છે. ઉપર જણાવેલી ગાથાનો આ ઉપર જણાવેલો અર્થ અને ભાવાર્થ જો કોઈ પણ પ્રકારે બાધિત ન થાય તો આપણે માનવુંજ પડશે કે-રસના ઈંદ્રિયની આસક્તિ જીતીને આયંબિલ આદિક કે અનશનાદિક તપસ્યાને આદરનારો મનુષ્યજ કામિતની કલ્પનાકોટિનો કબજો લઈ શકે.

## તપમાં આહારત્યાગ અને આહારની વાસનાની અનાદિતા.

દાહ્યોનો પકડવાનો છે, અને જ્યાં સુધી દાહ્યની હયાતિ હોય ત્યાં સુધી જ દાહક એવા અગ્નિની હયાતિ રહી શકે છે, અને જ્યારે દાહ્યનો સર્વથા અભાવ થઈ જાય છે ત્યારે તે દાહક એવો અગ્નિ તેનો પણ અભાવ થાય છે, તેવી રીતે આપ્તાગમમાં આત્માની સાથે રહેનારા તૈજસ તરીકે સિદ્ધ થએલો અને જગતમાં જઠરાગ્નિ તરીકે જાહેર થએલો તૈજસરૂપ ભઠ્ઠીનો અગ્નિ પણ ગ્રહણ કરેલા પુદ્દગલોને પરિણમાવતો જાય છે અને નવા નવા પુદ્દગલોને પકડાવતો જાય છે. આવી રીતનો તૈજસનો સ્વભાવ વિચારનાર મનુષ્ય આત્માની અને તેની સાથેના આ તૈજસની અનાદિતા માનવામાં અંશે પણ આંચકો ખાશે નહિ.

**આહારથી શેષ સંજ્ઞાઓનો પ્રાદુર્ભાવ.**

દાહ્યોનો પકડવાનો છે, અને જ્યાં સુધી દાહ્યની હયાતિ હોય ત્યાં સુધી જ દાહક એવા અગ્નિની હયાતિ રહી શકે છે, અને જ્યારે દાહ્યનો સર્વથા અભાવ થઈ જાય છે ત્યારે તે દાહક એવો અગ્નિ તેનો પણ અભાવ થાય છે, તેવી રીતે આપ્તાગમમાં આત્માની સાથે રહેનારા તૈજસ તરીકે સિદ્ધ થએલો અને જગતમાં જઠરાગ્નિ તરીકે જાહેર થએલો તૈજસરૂપ ભઠ્ઠીનો અગ્નિ પણ ગ્રહણ કરેલા પુદ્દગલોને પરિણમાવતો જાય છે અને નવા નવા પુદ્દગલોને પકડાવતો જાય છે. આવી રીતનો તૈજસનો સ્વભાવ વિચારનાર મનુષ્ય આત્માની અને તેની સાથેના આ તૈજસની અનાદિતા માનવામાં અંશે પણ આંચકો ખાશે નહિ.

## આહારથી શેષ સંજ્ઞાઓનો પ્રાદુર્ભાવ.

આ તૈજસભઠ્ઠીના તાપથી તડતડેલો જીવ ખોરાકની હંમેશાં અભિલાષા કરે છે, અને તેથી એમ કહેવું પડે કે–ઉપયોગે જીવ માત્રને ચાર સંજ્ઞા હોય તો પણ પ્રથમ પ્રવૃત્તિએ દરેક ભવમાં આવતો જીવ આહારસંજ્ઞાના શિખર ઉપર જ ખરી બેઠક જમાવે છે, એટલે એમ કહીએ તો ચાલે કે જીવને મૈથુન આદિ સર્વ સંજ્ઞાઓનો પ્રાદુર્ભાવ તે તે જીવે તૈજસાદિની પરાધીનતાને લીધે કરેલી આહારસંજ્ઞાના એટલે આહારની ઈચ્છાના પ્રબળ પ્રતાપે જ છે. જો કે સંસારી જીવ માત્રને આત્મદૃષ્ટિથી સમજવાવાળો મનુષ્ય વિચારે તો શરીર એજ સખત ચાપનું સ્થાન અને કર્મરૂપી મહારાજાનું ભવરૂપી કેદખાનાનું પાંજરું છે. તે પાંજરારૂપે ગણાતા અને આત્માને પરાધીનતાની ધૂંસરીમાં જકડતા એવા શરીરની આત્માએ એક અંશે પણ ઈચ્છા કરી ન હતી આત્મા તો માત્ર તૈજસના તાપથી તડફડીઆં ખાઈને આહારની ઈચ્છાવાળો થયો અને તેથી ઓજ આહારાદિ આહાર કર્યા પણ તે લોમઆહારાદિ આહારને કરવામાં પ્રવર્તેલા જીવને આહારમાંથી નીકળવાના અવસર તો કોઈ [illegible] કરી નહિ, અગર તે આત્મા [illegible] [illegible] તો [illegible] થયો નહિ, પણ તે કરેલા આહારમાંથી [illegible]

નીકળેલા રસભાગથી તે આત્માને સ્વયં કેદી થવું પડયું. અર્થાત્ વગર ઇચ્છાએ પણ માત્ર આહારની ઇચ્છાથી કરેલા આહારના પ્રતાપે સત્વને રસથી બનેલા શરીરની સંક્રામણમાં આવવું પડયું અને તે શરીરની સંક્રમણજ જીવને જીવન-મરણના સ્થાનરૂપ થઈ પડી, અને દરેક ભવમાં, દરેક ભવમાં તેજ શરીરસંક્રમણમાં આયુષ્યના પર્યંત સુધી રહેવું પડયું. જગતમાં સ્પષ્ટ છે કે—શરીરધારણા એજ જીવનું જીવન અને તે શરીરના વિયોગેજ જીવનું મરણ. અર્થાત્ જીવનો સ્વયં જીવન કે મરણનો હક કોઈ પણ ભવમાં કે કોઈ પણ ગતિમાં કોઇપણ જીવ ભોગવી શકતો નથી. માત્ર દરેક ગતિ અને દરેક ભવમાં શરીરરૂપી પીંજરાના પરાધીનપણાની અવસ્થામાં રહે ત્યાં સુધીજ તેનું જીવન રહે એમ ગણાય. જેવી રીતે આહારની ઇચ્છાએ કરેલા આહારના પુદ્ગલોથી નીકળેલા રસભાગથી સત્વને શરીરના બંધનમાં વગર ઇચ્છાએ પણ આવવું પડે છે, તેવીજ રીતે તેજ આહારના રસથી બનેલા શરીરના અત્યિક પુદ્ગલોથી અણુચિંતવી પણ ઇંદ્રિયોના અવટમાં આ જીવને પડવું પડે છે.

## આત્માનું જ્ઞાતાપણું ને ઇંદ્રિયોનું નિયામકપણું.

બાહ્યદૃષ્ટિથી દેખનાર મનુષ્યને એમ લાગશે કે—ઈંદ્રિયો એ આત્માને જ્ઞાન દેનારી વસ્તુ છે, પણ બારીક દૃષ્ટિથી આત્માના અપ્રતિમ સ્વભાવને ઓળખનારા મનુષ્યો સમજી શકે છે કે—કેવળજ્ઞાનાદિ સ્વરૂપ એવા આત્માને સ્પર્શનાદિક ઇંદ્રિયો એ સાધકરૂપે દેખાતાં છતાં પણ બાધકજ છે. જગતમાં સહસ્રવેધી પુરુષના હાથમાં લાયક બાણને સ્થાને લોંય આવે, દેવતાએ જેને યથાસ્થિત ચિત્ર કરવાનું વરદાન આપેલું હોય તેવા ચિત્રકારના હાથમાં પીંછીને સ્થાને માત્ર એક બે વાળજ આવે, દિવસના સેંકડો ગાઉ મુસાફરી કરી શકે તેવા કાસદને આખા દિવસે પાંચ ગાઉ પણ ન જાય એવા બકરાની સ્વારી મળે, તો તે બધાં જેમ દેખાવમાં સાધન છતાં પણ પરમાર્થથી રહેલી

આચાર્ય મહારાજ અભયદેવસૂરીશ્વરજીએ અનશનાદિ ૭ પ્રકારના બાહ્ય તપમાં અનશન નામની તપસ્યાને જ શ્રી ઔપપાતિકસૂત્રની વ્યાખ્યામાં મુખ્યપણે સ્વીકારી છે, ત્યાં સ્પષ્ટપણે જણાવ્યું છે કે-અનશન નામની તપસ્યા નિરંતર ન થઈ શકે તો આહારને લેતાં ઉણોદરી કરવી જોઈએ, એટલે આહારનો રોધ એ મુખ્ય છતાં અશક્ય લાગે અગર ન બની શકે ત્યારે પણ લેવાતો આહાર તેની આસક્તિ કે માત્ર અતિક્રાંતવાળો ન થતાં પોતપોતાના આહારના પ્રમાણથી ન્યૂન પ્રમાણવાળો જ હોવો જોઈએ. પોતપોતાના આહારના પ્રમાણની અપેક્ષાએજ ન્યૂનતા કરવાની હોવાથી તેનું નામ ઉણા આહાર એમ નહિ રાખતાં ઉણોદરી એમ રાખેલું છે. તેથી ઉણોદરી પણ જેઓ કૂરગડુ સરખા જઠરાગ્નિની તીવ્રતાવાળા હોઈ ન કરી શકે અર્થાત્ અનશન અને ઉણોદરી બંનેમાં પણ જેઓ અશક્ત હોય તેઓએ વૃત્તિસંક્ષેપ એટલે ભક્ષ્યવસ્તુના સંકોચને માટે તત્પર રહેવું જોઈએ, અને તેનું જ નામ વૃત્તિસંક્ષેપ નામનું તપ કહેવાય છે. વળી જેઓ તેવો વૃત્તિસંક્ષેપ કરવાને માટે કોઈ અંતરાયના ઉદયથી કે સંયોગ-સામગ્રીને લીધે સમર્થ ન થઈ શકે તેઓએ ઘૃતાદિ વિગઈઓરૂપી રસનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ, અને જેઓ પૂર્વ અવસ્થામાં ઘૃતાદિ વિગઈ-ઓથી ભાવિત હોય, મંદ સંઘયણવાળા હોય, વિગેરે કારણથી ઉદાયન મહર્ષિ જેવા કદાચ વિગઈઓરૂપી રસનો ત્યાગ ન કરી શકે, તેઓએ કષાય, ઈંદ્રિય અને યોગની સંલીનતારૂપ સંલીનતાનો તપ વિશેષે કરવો જોઈએ, અને જેઓ શ્રી નંદિષેણજી જેવા અનેક પ્રયત્ન કરવા છતાં પણ કષાય, ઈંદ્રિય વિગેરેની સંલીનતાને ન ધારણ કરી શકે તેઓએ અનેક પ્રકારે આતાપનાદિક કષ્ટો આદરવારૂપ કાયક્લેશ કરવો જોઈએ. આવા ભાવાર્થનું વિવેચન જણાવી આચાર્ય મહારાજ શ્રી અભયદેવસૂરિજીએ અનશન નામની તપસ્યાને ઉત્સર્ગ તરીકે જણાવેલી છે. પણ તે કર્મક્ષયના પ્રધાન [illegible] તરીકે અનશન નામની તપસ્યાની જણાવેલી ઉત્સર્ગ [illegible] અંગીકાર કરવાની કે [illegible] બની શકવાની અપેક્ષાએ શ્રુતકેવલી ભગવાન [illegible] શ્રી દશવૈકાલિકસૂત્રમાં, ચૌદપૂર્વી [illegible]

કરે છે, અને તેથીજ વૈયાવચ્ચના દશ ભેદો જણાવતાં આચાર્ય, ઉપાધ્યાય વિગેરેથી તપસ્વી શબ્દ જુદો પાડી અઠ્ઠમથી અધિક તપસ્યાવાળાનું વૈયાવચ્ચ કરવાનું તપસ્વીવૈયાવચ્ચ તરીકે ગણાવ્યું. આઠ પ્રભાવકોને ગણાવતાં પણ જે તપસ્વી નામનો પ્રભાવક જણાવેલો છે તે પણ અઠ્ઠમ-આદિ વિકૃષ્ટ તપસ્યાવાળોજ તપસ્વી તરીકે ગણાવેલો છે. અન્યથા બત્રીસ કોળીઆનો સંપૂર્ણ આહાર નહિ લેનારા તથા વૃત્તિસંક્ષેપ તથા રસત્યાગ વિગેરે કરનારા ઈંદ્રિય અને યોગની સંલીનતા કરનારા અને પ્રાયશ્ચિત્તાદિ અભ્યતંર તપના છ ભેદોમાંથી પ્રતિદિન ઘણા ભેદોને આચરતા એવા આચાર્યાદિક તપસ્વી તરીકે ગણાત, અને તપસ્વી નામનો ભેદ જુદો પાડી તપસ્વીનું વૈયાવચ્ચ જુદું જણાવત નહિ. વળી ભગવતીજી આદિ સૂત્રોમાં સર્વલબ્ધિનિધાન ગૌતમસ્વામીઆદિના વર્ણનમાં–'घोरतवे दित्ततवे तत्ततवे' વિગેરે અનેક વિશેષણોથી તપનું વર્ણન કરેલું છતાં–'झाणकोट्ठोवगए' એમ કહી ધ્યાનનું જુદું વર્ણન જે આપ્યું છે તે આપત નહિ. વળી પ્રાયશ્ચિત્તને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્તના ભેદો જણાવતાં તપનામનો પ્રાયશ્ચિત્ત ભેદ જણાવે છે, છતાં તેનાથી વિવેક અને વ્યુત્સર્ગ નામના પ્રાયશ્ચિત્તો જુદાં તરીકે જે જણાવે છે તે પણ એટલું સમજાવવાને બસ છે કે-તપશબ્દથી અભ્યંતર તપનો કોઇપણ ભેદ કે ઉણોદરી આદિ બાહ્ય તપો પણ ગણાતાં નહિ. આ બધી હકીકત વિચારતાં અનશનમાં તપશબ્દનું રૂઢપણું છે, અને અઠ્ઠમઆદિક અધિક તપસ્યાને અંગેજ તપસ્વી એવો વિશિષ્ટ શબ્દ લાગુ થાય છે, અને તેથીજ દુનિયામાં અને શાસ્ત્રોમાં તપ તરીકે તે અનશનનેજ લેવાય છે, અને તેને અનુસરીને તપના બાર પ્રકાર છતાં પણ આ નિબંધમાં તપશબ્દથી અનશન એવીજ વ્યાખ્યા મુખ્યતાએ કરવામાં આવી છે.

### અનશનના શાસ્ત્રોક્ત ભેદ.

જૈનશાસનમાં શાસ્ત્રકારોએ અનશન નામના તપના ભેદો જણાવતાં એક ઉપવાસ, બે ઉપવાસ, યાવત્ છ માસના ઉપવાસ વર્તમાન

ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે મહાપુરુષ અને શાસ્ત્રકાર મહારાજાનું ધ્યેય અનશન નામની તપસ્યાને અંગેજ છે, પણ કોના અનુકરણથી કયું તપ કરવામાં આવે છે, અને તે અનુકરણને અંગે તે તપસ્યાનું હીનપણું કોઈ પ્રકારે થતુ નથી.

## તિથિ આદિ તપોનું શાસ્ત્રસૂચિતપણું.

આ વસ્તુ ધ્યાનમાં રાખવાથી સુજ્ઞ વર્ગ સહેજે એવી શંકાથી બચી જશે કે–શાસ્ત્રોમાં કહેલા રત્નાવલિ આદિ તપો સિવાયના બીજ, પાંચમ આદિ તિથિને આશ્રીને કે અરિહંતાદિ પદોને આશ્રીને અગર અન્ય કોઈ પણ શાસ્ત્રમાં કહેલા સિવાયના નિમિત્તોને આશ્રીને કરવામાં આવતો તપ નિર્જરાનું કારણ ન થાય, પણ બંધનું કારણ થઈ સંસારને વધારનારો થાય, કેમકે તે તિથિઆદિને નિમિત્ત કરાતું તપ એ શાસ્ત્રપ્રવૃત્તિ કહેવાય નહિ, પણ સ્વમતિપ્રવૃત્તિજ માત્ર કહેવાય, અને સ્વમતિથી થએલી પ્રવૃત્તિ તો ભગવાન્ હરિભદ્રસૂરિજી ઉપદેશપદમાં સ્પષ્ટપણે જણાવે છે કે–તીર્થંકરને ઉદ્દેશીને તે હોય તો પણ તે બંધનું કારણ થઈ સંસારના ફળનેજ વધારનારી છે, તો આ તિથિઆદિને નિમિત્તે કરાતી પ્રવૃત્તિ એ સ્વમતિ પ્રવૃત્તિ ન ગણવી તેનું કારણ એટલુંજ કે જેમ શાસ્ત્રકાર મહારાજાઓ અનુકંપાદાન નામના દાનના ભેદને અંગે લેનારનું પાત્રપણું કે અપાત્રપણું, દેનારને અંગે શ્રદ્ધા રોમાંચઆદિકથી સહિતપણું કે રહિતપણું, દેવાની વસ્તુને અંગે શુદ્ધપણું કે અશુદ્ધપણું વિચારમાં લેવાનું નથી. અને તેવા વિચાર વગરજ જે દાન દેવાય તેને અનુકંપાદાન ગણાય, તેવી રીતે અહીં તપસ્યામાં કયા આલંબનથી તપ કરવામાં આવે છે એ જોવાનું નથી, પણ હરકોઈ આલંબને તપ થવું જોઈએ, અને તેવા તપને સ્વમતિપ્રવૃત્તિ તરીકે ગણાયજ નહિ. કાર્તિક શુક્લા પંચમીની તિથિને જ્ઞાનપંચમી તરીકે શાસ્ત્રકારોએ જણાવી છે, અને તે જ્ઞાનપંચમીરૂપી તિથિને ઉદ્દેશીને શ્રી મહાનિશીથ-સૂત્રમાં તે જ્ઞાનપંચમીને દિવસે ઉપવાસ નહિ કરનારને પ્રાયશ્ચિત્ત જણાવ્યું

જ્યારે શાસ્ત્રકારોએ શ્રેય અને મોક્ષસાધક તરીકે ગણ્યું છે તો પછી વર્તમાનમાં કરાતાં અનેકવિધ તપોને પ્રકીર્ણક તપ તરીકે ગણવામાં શાસ્ત્રાનુસારી સુજ્ઞને તો અડચણ આવેજ નહિ. ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજીએ શ્રીપંચાશકજીમાં પ્રકીર્ણક તપો જણાવતાં આ મુજબ તપો જણાવેલાં છે : ૧ સર્વાંગસુંદર, ૨ નીરૂજશિખ, ૩ પરમભૂષણ, ૪ આયતિજનક, ૫ સૌભાગ્યકલ્પવૃક્ષ, આવી રીતે પાંચ તપો સાક્ષાત્પણે જે જણાવેલાં છે, તે તપોના નામો જોતાં કોઇપણ જૈનઆગમમાં જણાવેલા રત્નાવલિઆદિ તપોમાં આ તપોના નામો જણાતાં નથી. જો કે રત્નાવલિઆદિ તપો પણ પ્રકીર્ણક તપોજ કહેવાય, પણ તે રત્નાવલિઆદિ તપો જૈનાગમમાં નિબદ્ધ થએલાં હોવાથી તેને પ્રકીર્ણક તપની ગણતરીમાં ન લેતાં આ સર્વાંગસુંદરઆદિ તપસ્યાનેજ પ્રકીર્ણક તપ તરીકે ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજી જણાવે છે. કારણ કે પ્રકીર્ણક તપનો અર્થજ આચાર્યશ્રી અભયદેવસૂરિજી મહારાજ એવી રીતે કરે છે કે—'प्रकीर्णकं स्फुटकं सूत्रानिबद्धं न भिक्षुप्रतिमादिवत् सूत्रे निबद्धम् इत्यर्थः' અર્થાત્ સ્પષ્ટપણે સૂત્રમાં જેનો નિર્દેશ ન થયો હોય તે પ્રકીર્ણક કહેવાય. જેમ સૂત્રમાં ભિક્ષુપ્રતિમાદિનો સ્પષ્ટ ઉલ્લેખ છે, તેવી રીતે જેનો શાસ્ત્રમાં સ્પષ્ટ ઉલ્લેખ ન હોય એવું અનશનાદિ તપ તે પ્રકીર્ણક તપ કહેવાય છે. એ પ્રકીર્ણક તપ શાસ્ત્રમાં કહેલા અનશનઆદિ તપનાજ ભેદો છે. એમ ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજી 'एयविसेसो य इमो पइन्नगो नेगभेओत्ति' એમ જણાવેલા બાર પ્રકારના તપના એક વિશેષ (સાંયોગિક ભેદ) આ પ્રકીર્ણક નામે તપ છે, અને તે અનેક પ્રકારે છે. આવી રીતના ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજીના વચનથી તિથિઓને ઉદ્દેશીને કરાતું અનેક પ્રકારનું તપ કરી શકાય અને તે ભવ્યજીવોને જરૂર હિતકારી છે એમ શાસ્ત્રકારો સ્પષ્ટ જણાવે છે કે– 'भव्वाण हिओ नियमा' અર્થાત્ આ પ્રકીર્ણક નામનું તપ ભવ્ય એટલે મોક્ષે જવાની યોગ્યતાવાળા હોય જે મોક્ષની અભિલાષાવાળા થયા છે તેઓને આ પ્રકીર્ણક નામનું તપ નિયમથી હિતકારી છે. આવા સ્પષ્ટ વચનને દેખીને કયો મનુષ્ય

તિથિઆદિને ઉદ્દેશીને કરાતા પ્રકીર્ણક નામના તપને સ્વમતિપ્રકલ્પિત તરીકે ગણાવવા તૈયાર થાય ! આ વાત તો જાણીતી છે કે દુષમકાળમાં ઘણા જીવો ધર્મમાં પ્રવર્તેલા છતાં પણ વ્યુત્પન્ન બુદ્ધિવાળા હોતા નથી, અને તેવા વ્યુત્પન્ન બુદ્ધિવાળાઓને પણ તપસ્યારૂપી મોક્ષસાધનમાં પ્રવૃત્તિ કરાવવા માટે તો આવા પ્રકીર્ણક તપોની અત્યંત જરૂર છે, અને તેથી જ શાસ્ત્રકાર જણાવે છે કે-આ પ્રકીર્ણક તપ સામાન્યથી સર્વ ભવ્ય જીવોને હિત કરનારો છતાં પણ અવ્યુત્પન્ન બુદ્ધિવાળા ભવ્ય જીવો કે જેને પ્રથમ સ્થાની તરીકે કહેવામાં આવે છે તેઓને તો અત્યંત હિતકારી છે. એજ વાત 'વિસેસઓ પઢમઠાણીણ' અર્થાત્ પ્રથમ સ્થાની એટલે અવ્યુત્પન્ન બુદ્ધિવાળા ભવ્યજીવોને તો આ પ્રકીર્ણક તપ અત્યંત ઉપકારી છે.

જો કે ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિજીના જણાવેલા સર્વાંગસુંદર આદિ તપો તેના નામ પ્રમાણે આ લોકના પૌદ્ગલિક ફળોને ઉત્પન્ન કરનારા હોય, અને તે છતાં તેને આચરવામાં આવતો હોય તેમ સ્પષ્ટ જણાય છે છતાં તે તપસ્યાને શાસ્ત્રકાર હરિભદ્રસૂરિજી વિધિય તરીકે માને છે. એટલું જ નહિ પણ ૧ રોહિણી ૨ અંબા ૩ મંદપુણ્યિકા ૪ સર્વસંપત્ ૫ સર્વ સૌખ્યા ૬ શ્રુતદેવતા ૭ શાંતિદેવતા ૮ કાલી ૯ સિદ્ધાયિકા વિગેરે સાંસારિક દેવીઓને ઉદ્દેશીને પણ કરાતો અનેક પ્રકારનો તપ ભવ્ય જીવોને હિત કરનારો અને કરવા લાયક છે એમ જણાવે છે. એકલો સર્વાંગસુંદર આદિ અને રોહિણી આદિને ઉદ્દેશીને થતા તપોજ પ્રકીર્ણક તપ તરીકે ગણવા એમ નહિ પણ એવી જાતના બીજા તપોને પણ પ્રકીર્ણક તપ તરીકે જણાવતાં જણાવે છે કે-'ણાણાદેસપસિદ્ધા તે સક્રે સેવ હોઇ તવો' અર્થાત્ અનેક દેશમાં દેવતાઓને ઉદ્દેશીને પણ જે ઉપવાસ વિગેરે કરવામાં આવે છે તે સર્વપ્રકીર્ણક તપ તરીકે કહી શકાય. આ પ્રકીર્ણક તપથી ઘણા ભવ્ય જીવો મોક્ષના પરમસાધનભૂત ચારિત્રને પામ્યા છે, અને મહાભાગ્યશાળી જીવોની કોટિમાં એવા પ્રકીર્ણક

તપને કરનારાઓ મોક્ષમાર્ગને અનુકૂળ પરિણામવાળા હોવાથી ગણ્યા છે, કેમકે ભગવાન્ હરિભદ્રસૂરિજી જણાવે છે કેઃ–

एवं पडिवत्तीए एत्तो मग्गाणुसारिभावाओ ।
चरणं विहियं बहवो पत्ता जीवा महाभागा ॥२७॥

व्याख्या–एवमित्युक्तानां साधर्मिकदेवतानां कुशलानुष्ठानेषु निरवस्थादिहेतुना। प्रतिपत्त्या तपोरूपोपचारेण। तथा इत उक्तरूपात् कषायादिनिरोधप्रधानात्तपसः। पाठान्तरेण एवमुक्तकारणेन मार्गानुसारिभावात् सिद्धिपथानुकूलाध्यवसायात्। चरणं–चारित्रं विहितमाप्तोपदिष्टं। बहवः प्रभूता। प्राप्ता-अधिगताः जीवाः-सत्त्वाः महाभागा-महानुभावा इति गाथार्थः

ભાવાર્થ : એ રોહિણી આદિ દેવતાના (નામે) તપસ્યારૂપ સેવાથી તેમજ કષાયાદિને રોકવારૂપ પ્રધાનતપથી અથવા કહેલા કારણથી જીવોને મોક્ષમાર્ગને અનુકૂળ પરિણામ હોય છે, અને તેથી (તે રોહિણી આદિના તપથી) મહાભાગ્યશાળી ઘણા જીવો શાસ્ત્રકારે કહેલા વિધિયુક્ત ચારિત્રને પામેલા છે.

ઉપર જણાવેલા પાઠ અને તેના ભાવાર્થથી સ્પષ્ટપણે સમજી શકાશે કે કષાયાદિનો નિરોધ કરવો મુખ્ય છે એવું તપ રોહિણીઆદિ સાંસારિક દેવીઓને આશ્રીને પણ કરવામાં આવે તો પણ તે કર્તવ્ય જ છે એટલું જ નહિ, પણ તે કરવાવાળો મનુષ્ય મોક્ષમાર્ગથી દૂર રહેલો નથી, પણ ખુદ મોક્ષમાર્ગને અનુકૂળ પરિણામવાળો છે, અને તેવા પરિણામવાળો તે તપ કરનારો હોવાથી જ શાસ્ત્રકાર મહારાજ ફરમાવે છે કે તેવી રીતે તે તપ કરનારો મનુષ્ય જિનેશ્વર મહારાજે મોક્ષના પરમ કારણ તરીકે જણાવેલા શુદ્ધ એટલે નિરતિચાર એવા ચારિત્રને અંગીકાર કરે અને તે શુદ્ધ ચારિત્રનું આખું જે મોક્ષપદ છે તેને પામે છે, એટલું જ નહિ પણ ઘણા જીવો તેવી રીતના તે તપથી (રોહિણીઆદિ તપથી) મોક્ષપદને સિદ્ધ કરનાર એવા શુદ્ધ ચારિત્રને

અને વિરતિઆદિ ગુણો આદરવા માટે શ્રાવકે સર્વ (તન, મન, ધનના) આદરથી પ્રયત્ન કરવોજ જોઈએ. આવા સૂત્રકારના અને શ્રીત્રિલોકનાથ તીર્થંકર મહાવીર મહારાજના સમકાલીન અને હસ્તદીક્ષિત ભગવાન્ ધર્મદાસગણિજી તથા પૂર્વધરોની નિકટમાં થએલા શ્રીહરિભદ્રસૂરિજીના વચનોને દેખ્યા પછી શાસ્ત્રને અનુસરનારો કયો સજ્જન એમ શ્રદ્ધા કરે કે તિથિઓને ઉદ્દેશીને કરાતું તપ એ સ્વમતિકલ્પિત છે કે—આજ્ઞાબાહ્ય અનુષ્ઠાન હોઇ સંસારને વધારનારૂં છે. વળી શાસ્ત્રને વાંચનારા તથા સાંભળનારા વાચકો સારી પેઠે સમજે છે કે—શ્રી સૂયગડાંગજીસૂત્રમાં ક્રિયાસ્થાનના અધિકારમાં તથા લેપ નામના શ્રાવકના અધિકારમાં શ્રીસ્થાનાંગસૂત્રમાં તથા શ્રી ભગવતીજીસૂત્રમાં સામાન્ય શ્રાવકના તથા શંખ, પુષ્કલિ વિગેરે વિશેષ પ્રધાનઆદિના અધિકારમાં શ્રી ઉપાસકદશાંગસૂત્રમાં આનંદઆદિ દશ મહાશ્રાવકના અધિકારમાં શ્રી ઔપપાતિકસૂત્રમાં ઉપપાતને અંગે જણાવેલા સામાન્ય અધિકારમાં તથા અંબડઆદિના અધિકારમાં સ્પષ્ટ લેખ અને ઇસારા છે કે—શ્રાવકોએ આઠમ, ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યાએ ચાર પ્રકારના સંપૂર્ણ પૌષધ કર્યા ને કરવા જોઇએ. આ હકીકતથી શાસ્ત્રકારોએ તિથિને ઉદ્દેશીને સાધુ કે શ્રાવકને અનશનઆદિ તપસ્યા કરવાનું નથી કહ્યું કે વિરૂદ્ધ માન્યું છે કે તે તિથિને અંગે કરેલી તપસ્યા શાસ્ત્રોક્ત નથી એમ કહેવા કોઈપણ કોવિદ કબર કહી શકે નહિ. ધ્યાન રાખવું કે અષ્ટમીઆદિ તિથિને ઉદ્દેશીને કરવામાં આવતા ચાર પ્રકારના સંપૂર્ણ પૌષધોમાં પહેલે નંબરે શાસ્ત્રકારો આહારપૌષધ કહે છે, અર્થાત્ આહારપૌષધ તે ઉપવાસથીજ બને છે, અને તે ઉપવાસ તે અનશન નામની તપસ્યાજ છે, અને તેથી અષ્ટમીઆદિ તિથિને ઉદ્દેશીને પણ કરાતી તપસ્યા શાસ્ત્રથી વિરુદ્ધ છે કે—શાસ્ત્રમાં અનુક્ત છે એમ કહી શકાયજ નહિ. આ સ્થળે શંકા થશે કે—સંવચ્છરી, ચોમાસી અને અઠ્ઠાઇઓના પર્વદિવસો શાસ્ત્રકારોએ તિથિને ઉદ્દેશીને મનાવ્યા અને અષ્ટમી, ચતુર્દશી વિગેરે દરેક માસની બે

વાળાં નક્ષત્રો જુદાં જણાવ્યાં છે, તેમ અહીં તિથિઓને અંગે ચારિત્રની વૃદ્ધિ કરવાવાળી અષ્ટમીઆદિ તિથિઓ હોય અને તેથી જ તેનું વર્ણન સૂત્રકારોએ ચારિત્રની પ્રાપ્તિની મુખ્યતાને ઉદ્દેશીને આરાધના જણાવી હોય અને જ્ઞાન તથા દર્શનની આરાધનાવાળી બીજઆદિ તિથિઓ હોય છતાં પણ જણાવી ન હોય તો તે યુક્તિ બહાર છે એમ તો કહી શકાય જ નહિ, કેમકે અષ્ટમીઆદિ તિથિઓને અંગે કહેલા પૌષધને આપણે વિધિસૂત્ર તરીકે જ માની શકીએ. કોઈ પણ પ્રકારે તે અષ્ટમીઆદિના પૌષધ સંબંધી કરેલા વિધાનને નિયમસૂત્ર તરીકે તો માની શકીએજ નહિ, કેમકે જો તે અષ્ટમીઆદિની તિથિને અંગે કરેલા પૌષધવિધાનને નિયમસૂત્ર તરીકે માનીએ તો તે અષ્ટમીઆદિ ચારિત્ર તિથિઓ સિવાય સાંવત્સરિક અને અટ્ઠાઇઓની તિથિઓમાં ઉપવાસ (અનશન) આદિ પૌષધોનું કરવું એ અવિધિરૂપ થાય, અને તેથીજ તે સાંવત્સરિક અને અટ્ઠાઇઓમાં તપ અને વિરતિઆદિ કરવાનો ઉપદેશ કરનારા શ્રીધર્મદાસગણિ તથા શ્રીહરિભદ્રસૂરિજી સરખા મહાપુરુષો શાસ્ત્રવિરુદ્ધ ઉપદેશ આપનારા ઠરે, એટલું જ નહિ, પણ ચાર પ્રકારના પૌષધોમાં આવતો એવો ઉપવાસ (અનશન), બ્રહ્મચર્યનું પાલન, શરીરના સંસ્કારોનો ત્યાગ અને સાંસારિક ખેતી, પશુપાલન કે વેપારઆદિ ક્રિયાનો પરિહાર એ ચારેમાંથી એક કે ચારે જો અષ્ટમીઆદિ ચાર તિથિ સિવાયની અન્ય તિથિઓમાં કરવામાં આવે તો તે સૂત્રથી વિરુદ્ધ હોઈ પાપબંધનું કારણ હોવું જોઈએ, અને આ ઉપર જણાવેલા દોષો કોઈપણ જૈનમતાનુસારી જીવ માનવાને તૈયાર થાયજ નહિ. કદાચ કહેવામાં આવે કે શ્રીસૂયગડાંગસૂત્રની વૃત્તિ તથા શ્રાવકપ્રજ્ઞપ્તિ અને પંચાશકઆદિ શાસ્ત્રોની વૃત્તિમાં પૌષધને પ્રતિનિયત દિવસનુંજ અનુષ્ઠાન છે, પણ પ્રતિદિવસનું અનુષ્ઠાન નથી એમ સ્પષ્ટ અક્ષરોમાં કહ્યું છે, તેથી એમ માનવું યોગ્ય છે કે અષ્ટમીઆદિ તિથિઓ જ ઉપવાસ (અનશન) આદિ પૌષધો કરવા જોઈએ, અને તે તિથિઓએજ તે તપસ્યા વિગેરે કરાય તે વિધિયુક્ત કહેવાય, પણ તે સિવાયની બીજઆદિ તિથિઓમાં

વા તિથિમાશ્રિત્ય' એમ કહી પડવાઆદિ કોઇપણ તિથિને આશ્રીને ઉપવાસ (અનશન) આદિ પૌષધોનું જે વિધાન કર્યું છે તે સર્વ શાસ્ત્રવિરૂદ્ધ થઇ જાય માટે કદાગ્રહ રહિત મનુષ્યને એમ માન્યા સિવાય છૂટકોજ નથી કે શાસ્ત્રોમાં અષ્ટમીઆદિ તિથિને અંગે કહેલા ઉપવાસ (અનશન) પૌષધ સંબંધીનું વાક્ય નિયમવાક્ય નથી પણ વિધિવાક્યજ છે.

વળી એ વાત પણ વાચકે ધ્યાનમાં રાખવાની છે કે-શાસ્ત્રકારોએ શ્રાવકઆદિના વર્ણનના પ્રસંગે અષ્ટમી, ચતુર્દશી, અમાવાસ્યા અને પૂર્ણિમાનો જે અધિકાર જણાવેલો છે તે ચાર પ્રકારના પૌષધરૂપી વ્રત પચ્ચખ્ખાણરૂપ એટલે ચારિત્ર આરાધનની મુખ્યતાવાળો છે અને તેથી તે અષ્ટમી, ચતુર્દશી વિગેરે તિથિઓ ચારિત્ર આરાધનમાં વિશેષ નિમિત્તરૂપ હોય, અને તેથી તે તિથિઓનું વિરતિના અધિકારમાં વર્ણન કર્યું હોય એ વધારે સંભવિત છે. જો કે જૈનશાસ્ત્રના નિયમ પ્રમાણે ચારિત્રની સમ્યગ્ આરાધના સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન સિવાયની હોતીજ નથી, અને તેથી ચારિત્રઆરાધનાના દિવસોમાં પણ સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનને અભ્યાસ, પરાવર્તન, તથા સમ્યગ્દર્શનના ગુણોત્કીર્તન આદિરૂપ સ્વાધ્યાયદ્વારા આરાધવાનું સાથે હોયજ છે. છતાં તે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનની આરાધના તે અષ્ટમીઆદિ તિથિમાં ગૌણરૂપે ગણી તે અષ્ટમીઆદિ તિથિઓ ચારિત્રતિથિઓ તરીકે મનાય છે, અને તેવી જ રીતે બીજ વિગેરે તિથિઓ જે જ્ઞાનતિથિઓ અને દર્શનતિથિઓ તરીકે ઓળખાય છે અને જે બીજ વિગેરે તિથિઓમાં જ્ઞાનની મુખ્યતાવાળી તિથિઓને દિવસે જ્ઞાન વિગેરેની પૂજા, ભક્તિ અને બાકીની દર્શન આરાધનની તિથિઓમાં મુખ્યતાએ દર્શનની આરાધના હોવાથી શ્રીજિનેશ્વર મહારાજની પૂજા, ભક્તિ વિગેરે કરવાનું શાસ્ત્રકારો સ્પષ્ટશબ્દોમાં જણાવે છે. જૈનશાસ્ત્રની યથાસ્થિત તત્ત્વદૃષ્ટિ ધરાવનારો મનુષ્ય સારી રીતે સમજે છે કે-શાસ્ત્રદૃષ્ટિએ ચારિત્રની યથાસ્થિતતા અને શુદ્ધતા તો સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન એ ઉભયથી સહિતપણું હોય તો જ બની

બીજ, પાંચમ અને અગીઆરસ એ ત્રણ તિથિઓ જ્ઞાનની આરાધનાને માટે મુખ્ય ભાગ ભજવનાર હોવાથી તેને જ્ઞાનતિથિઓ કહેવાય છે અને જ્ઞાન તિથિઓમાં જ્ઞાન, જ્ઞાની, જ્ઞાનના સાધનોની પૂજા, ભક્તિ વિગેરે કરવી જોઇએ ૨૭. પૂર્વે જણાવેલી અષ્ટમી આદિચારિત્રતિથિઓ અને બીજાદિ જ્ઞાનતિથિઓ સિવાયની અન્ય એટલે કોઇપણ તિથિ જે આરાધ્ય તે દર્શનની મુખ્યતાવાળી હોવાથી દર્શનતિથિઓ કહેવાય છે, અને તે દર્શનતિથિઓમાં અનેક પ્રકારની હંમેશાં સમ્યગ્ જિનેશ્વર મહારાજની વિધવિધ ભક્તિ કરવી જોઇએ. ૨૮. (જો આ અષ્ટમીઆદિની કરાતી ક્રિયાને નિયમિત ગણવામાં આવે તો અષ્ટમીઆદિ તિથિને દિવસે જિનપૂજા અને જ્ઞાનભક્તિ ન કરાય તથા બીજ આદિ દિવસોમાં પૌષધ ન થાય. તેમજ જ્ઞાન, જ્ઞાની અને તેના સાધનોની આરાધના પણ ન થાય, પણ આ બધું વિધાન માત્ર મુખ્યતાના ઉદ્દેશથી વિધિવાક્ય તરીકે લઇએ, અને નિયમવાક્ય તરીકે ન લઇએ તો સર્વ અષ્ટમીઆદિ તિથિઓમાં પૌષધઆદિ સર્વ ક્રિયાઓ થઇ શકે. માત્ર અષ્ટમીઆદિ તે તે ચારિત્ર, જ્ઞાન અને દર્શનની તિથિઓમાં તેની તેની આરાધનાની મુખ્યતા રહે.

જૈનશાસનને સામાન્ય રીતે સમજનારી જનતા પણ સારી રીતે જાણી શકે છે કે–જૈનશાસ્ત્રના હિસાબે પ્રસંગપ્રાપ્ત એવા પાપનો નિષેધ કરવામાં ન આવે તો અનુમોદના લાગે છે, અને મન, વચન, કાયાથી તે અનુમોદના ત્રણ પ્રકારે હોવાથી તે નિષેધ નહિ કરનારને ત્રિવિધ, ત્રિવિધ પ્રકારે પાપથી વિરમવારૂપ નવકોટિમય સર્વવિરતિ હોઇજ શકતી નથી, તો પછી જેઓ વિધિવાક્યને વિધિવાક્ય તરીકે સમજે નહિ, અગર સમજ્યા છતાં, ગચ્છ કે મતના કદાગ્રહમાં તણાઈ જઈ, તેવા વિધિવાક્યને નિયમવાક્ય તરીકે ગણવા તૈયાર થાય, અને સાથે પર્વની ચાનગીરૂપ પૌષધ જેવી ક્રિયાને અવિધિ જણાવી તેનો નિષેધ કરવા તૈયાર થાય તેઓનું સાધુપણું કે સમકિત કેમ રહેતું હશે તે કેવલજ્ઞાની સિવાય અન્ય કોઈ કહી શકે નહિ. જેમ કે કેટલાક પ્રતિક્રમણ

બાકી ફળદશાએ વિચારીએ તો જ્ઞાન, દર્શન કે ચારિત્રમાંથી કોઈની પ
આરાધના કરવામાં આવે તો જ્ઞાન, દર્શન, ચારિત્ર વિગેરેને રોકના
કર્મોનો ક્ષય થાયજ છે, અને તેથીજ શ્રીઉત્તરાધ્યયન વિગેરે સૂત્રોમાં સંવે
નિર્વેદ, સ્વાધ્યાય, સાધર્મિકશુશ્રૂષા વિગેરે ચારિત્ર, જ્ઞાન અને દર્શન
કાર્યોથી સર્વ કર્મનો ક્ષય અને મોક્ષફળ જણાવવામાં આવેલું છે. વ
જ્ઞાન દર્શન કે ચારિત્ર તે ત્રણેની કે ત્રણેમાંથી એકની પણ પ્રતિકૂળતા
આઠે પ્રકારના કર્મના બંધ અને વૃદ્ધિ જણાવેલાં છે, અર્થાત્ જેમ જ્ઞા
દર્શન અને ચારિત્ર એ ત્રણેની કે ત્રણમાંથી કોઇની પણ વિરાધના
ત્રણેની પ્રાપ્તિને રોકનારી થાય છે, અને આરાધના એ ત્રણેની વૃદ્ધિ કરા
મોક્ષને પ્રાપ્ત કરાવનારી થાય છે. આ વાતને બરોબર ધ્યાનમાં લેના
સ્પષ્ટપણે સમજી શકશે કે તિથિઓને અંગે કરાતી આરાધના જ્ઞાન
ત્રણમાંથી કોઈ એકની મુખ્યતાવાળી ભલે હોય, પણ બીજાથી નિરપેક્ષ હો
કે બીજાને આરાધના કરવી એ દખલરૂપ મનાતી હોય એમ જૈનશાસન
તત્વને અનુકૂળ હોયજ નહિ. અર્થાત્ કોઈ પણ ગુણની આરાધનાને અ
નિષેધ કરવા માટે કોઈ પણ ગુણની આરાધનાનું નિયમવાક્ય ભગવાન
કહી શકાયજ નહિ.

## આરાધ્ય પણ આલંબન અને તેનું શાસ્ત્રોક્તપણું.

કદાચ શંકા કરવામાં આવે કે-કનકાવલિ વિગેરે આભૂષણાદિ
ગણાતા પદાર્થો, રોહિણીઆદિ સંસારવાળી દેવીઓ, સર્વાંગસુંદર આ
સાંસારિક પદાર્થો અને બીજ વિગેરે તિથિઓ સ્વયં આરાધ્યરૂપ ન હો
જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ આરાધ્યની આરાધનામાં નિયમિત અને પ
અરિહંત મહારાજ વિગેરે નવે પદો તથા મતિઆદિ પાંચે જ્ઞાનો-'નમો
અરિહંતાણં' વિગેરે 'નમો મઇનાણસ્સ' વિગેરે નમસ્કારવાળાં પદો યુક્ત હોવા
આરાધ્ય છે એમ નિશ્ચિત થાય છે, તો પછી તે આરાધ્યને નિમિ
[illegible] કેમ ગણવાં ? પૂર્વે જણાવેલાં તિથિ વિગેરે નમસ્કાર ક
[illegible] નહિ હોવાથી આરાધના લાયક નથી અને તેથી તે નિમિત્ત

પ્રરૂપણાને ભગવાન્ હરિભદ્રસૂરિજી કુગુરુનું લક્ષણ કહે તો તેમાં કોઇપણ જાતનું આશ્ચર્ય નથી. બાકી તો ભગવાન્ હરિભદ્રસૂરિજી ઓગણીસમાં તપ પંચાશકમાં સ્પષ્ટપણે જણાવે છે કે—

जत्थ कसायनिरोहो बंभं जिणपूयणं अणसणं च ।

सो सव्वो चेव तवो विसेसओ मुद्धलोयंम्मि ॥२६॥

અર્થાત્ જે તપસ્યાની અંદર ક્રોધ, માન, માયા કે લોભ નામના કષાયને રોકવાનું થતું હોય, બ્રહ્મચર્ય પાલન કરવામાં આવતું હોય, ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનનું પૂજન પ્રવર્તતું હોય, અને આહારનિરોધ કે આહાર-સંક્ષેપ આદિરૂપે જે તપમાં પ્રવૃત્તિ થતી હોય તે સર્વ તપસ્યાઓજ ગણવી, અર્થાત્ તે સર્વ તપસ્યાઓ સમજુ મનુષ્યોને પણ સામાન્ય રીતે કરવા લાયક છે પણ મુગ્ધ એટલે અવ્યુત્પન્ન બુદ્ધિવાળા અર્થાત્ શાસ્ત્રોના રહસ્યો જાણવામાં જેની બુદ્ધિ બરોબર પ્રવર્તતી નથી એવા જીવોને તો પૂર્વે જણાવેલા કષાયાદિ નિરોધવાળા તપો વિશેષ કરવા લાયક છે, આ હકીકત સમજનારો મનુષ્ય શાસ્ત્રોમાં નહિ કહેલા તપો અને નહિ કહેલાં તપોના ઉજમણા ઉપર જણાવ્યા પ્રમાણે મિથ્યાદૃષ્ટિઆદિકના હોય તે સહેજે સમજી શકશે, એક વાત આ સ્થળે બરોબર ધ્યાનમાં લેવાની છે કે—ભગવાન્ હરિભદ્રસૂરિજીના અને તેમના કરતાં પણ પહેલાના આચાર્યોનાં વખતમાં જો ઉજમણાની પ્રવૃત્તિજ ન હોત અને તેનો રિવાજ ચાલતો ન હોત તો ઉદ્યાપન એટલે ઉજમણામાત્રના નિરૂપણમાં કુગુરુપણું જણાવી દેત, પણ તેમ ઉજમણા માત્રની પ્રરૂપણાને કુગુરુનું લક્ષણ ન જણાવતાં શાસ્ત્રમાં નહિ કહેલા તપના ઉજમણાની પ્રરૂપણાને જ કુગુરુના ચિહ્ન તરીકે જણાવ્યું છે, તેજ સ્પષ્ટ કરે છે કે મૂળ સૂત્રકારોએ પૂર્વધર આચાર્ય ભગવાનોએ યાવત્ ભગવાન્ હરિભદ્રસૂરિજી આદિ સમર્થ પુરુષોએ જે જે તપસ્યાઓ અને તેના ઉદ્યાપનો સાક્ષાત્ કહ્યાં છે અને સૂચવ્યાં છે તેની પ્રરૂપણા કરવી તે સુવિહિત શ્રમણ ભગવાનોને માટે યોગ્યજ છે. કદાચ કહેવામાં આવે કે આવી કષાયનિરોધ વિગેરેવાળી તપસ્યા [illegible]

ભક્તિ અને સાધર્મિકોની શુશ્રૂષા કરવા માટે કે ચારિત્રવંત મહાનુભાવોની વિનય, વૈયાવચ્ચ સાથેની શુશ્રૂષા કરવાની જોગવાઈ ન ધરાવે કે તેવું પ્રતિદિન કરવાને શક્તિમાન ન થાય, તેવા મનુષ્યો તપસ્યાની પૂર્તિમાં તો જરૂર પોતાની શક્તિ પ્રમાણે જિનેશ્વર મહારાજના અત્યંત આડંબર પૂર્વકના પુજનમાં ઉત્તમોત્તમ જ્ઞાનનાં સાધનો એકઠાં કરવામાં દૂર દૂર રહેલા જ્ઞાની મહારાજાઓને અત્યંત નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કરી, પોતાના ગામમાં કે નિવાસસ્થાનમાં પધરાવી તેમની સેવા કરવામાં, તેમજ સ્થાન સ્થાન, ગ્રામ ગ્રામાંતરે અને દૂર દૂર શહેરોમાં રહેલા ત્રિલોકનાથ તીર્થંકર મહારાજના ભક્તો શાસનસેવામાં સદા સજ્જ રહેનારા સજ્જનો વિવિધ પ્રકારની તપસ્યા અને વ્રતોથી પોતાના આત્માને પવિત્ર કરવા સાથે અન્ય મહાશયોને પણ ધર્મમાં પ્રવર્તાવનારા તથા ધર્મની પ્રવૃત્તિમાં મદદ કરનારા શ્રાવકધર્મની આરાધનામાં નિષ્ણાત બનેલા સાધર્મિકોને વિવિધ પ્રકારે નિમંત્રણાદિકથી પોતાને ઘેરે બોલાવી અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, ધન, ધાન્ય, વસ્ત્ર, અલંકાર આદિ આપી તેઓની ભક્તિ કરવામાં તો જરૂર તન, મન, ધનથી તૈયાર થાય. એનું નામજ વર્તમાનમાં ઉજમણું કહેવાય છે. અર્થાત્ જે ક્રિયાઓ તપસ્યાના દરેક દિવસમાં કરવાને લાયકની હતી અને કરવી જોઇતી હતી, છતાં તે તપસ્યાના દરેક દિવસોમાં ન બની અને માત્ર તપસ્યાની પૂર્ણાહુતિમાંજ બનાવી, તે કોઈપણ પ્રકારે અધિક કરણી થઈ એમ તો કહી શકાયજ નહિ, પણ વર્તમાનમાં પ્રવર્તતી ઉજમણાની જે રીતિ તે માત્ર ફૂલની જગોપર પાંખડીજ છે અર્થાત્ તપસ્યાના દરેક દિવસોમાં વારંવાર કરાતી કરણી માત્ર તપસ્યાની પૂર્તિમા એકજ વખત કરવાની થાય છે.

## ઉજમણાઆદિ ખર્ચોની જરૂરીયાત.

શાસ્ત્રાનુસારિણી આ રીતિ છતાં જેઓ પૈસાને પરમેશ્વરતુલ્ય માનનારા, સ્ત્રીઓને ગુરુનાં સ્થાન આપનારા અને વિલાસીતાના વિચારોમાંજ વિહાર કરનારા એ ઉજમણાની ક્રિયા અત્યંત ખર્ચાળી

મહી તે ઉજમણાની ક્રિયા તરફ આડંબરને નામે અભાવ આણિ કે અનાદર ધરાવે કે પેદા કરે તેમાં તેની ધર્મપરાયણ મનુષ્યોએ દરકાર કરવાની હોય જ નહિ. ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્ મહાવીર મહારાજની દેશના વખતે રચાતા સમવસરણની શોભા જોવા બિનજરૂરી ગણતા હતા અને તેજ સમવસરણની રચનાને નામે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજની નિંદા કરતા હતા, તો તેટલા માત્રથી ચારે નિકાયના દેવતાઓએ ત્રિલોકનાથ તીર્થંકરના સમવસરણની રચનામાં કોઈપણ પ્રકારે ખામી કરી નથી. કેટલાકો તે ઉજમણાના ખર્ચને વ્યર્થ, પાણી, ધુમાડો કે નિરર્થક એવાં એવાં વિશેષણો લગાડી ઉદ્યાપનના આ આદરને મંદ કરવા પ્રયત્ન કરતાં જૈન નામધારીઓની ગરીબાઈને આગળ કરે છે, તેઓએ સમજવું જોઈએ કે પોતે પોતાના નિવાસ માટે કરાતા બંગલા અને હવેલીઓ કરવા ખર્ચ કરી તેમાંથી બચેલો પૈસો જૈન નામધારી ગરીબોને કેમ આપતા નથી? મોટરો દોડાવવાનો ખર્ચો, સહેલ મારવાની મુસાફરીનો ખર્ચો, ફેશનની ફિશિયારીનો ખર્ચો, તથા કૂદકે ને ભૂસકે વધતો ખરચો ખર્ચ ઓછો કરીને કે ઘટાડીને તેઓ પોતાના માનીતા નામધારી જૈનને પોષવા કેમ તૈયાર થતા નથી! ધર્મપરાયણ અને ધર્મને જીવનથી અધિક ગણનાર મહાનુભાવો જે ધર્મને રસ્તે ઉજમણાં, પ્રતિષ્ઠા, સામૈયાં, સાધર્મિકવાત્સલ્ય વિગેરેમાં જે ખર્ચ કરે છે તેજ ખર્ચ આ વાડી, ગાડી ને લાડીની મોજ માનનારાઓને ખટકે છે. તત્ત્વથી વિચારીએ તો મોજના સાધનોમાં મચી રહેલા એવા લોકોને નામધારી જૈનોની ગરીબાઈની પંચાત નથી, પણ તેઓને તો ધર્મરસ્તે ખર્ચાય, ધર્મપરાયણોની ભક્તિ થાય, અથવા ધર્મિષ્ઠોના ધર્મને પોષણ મળે એજ માત્ર ખટકે છે, કેમ કે એમ ન હોય તો તેવા મોજીલા મનુષ્યોએ પ્રથમ વિચારવું જોઈએ કે આ ઉજમણા વિગેરેની ક્રિયાનો આડંબર કોઈને પણ શિર ફરજીઆત તરીકે નાખવામાં આવેલો હોતો નથી. આ ઉજમણાની ક્રિયાનો આડંબર તો તેઓજ કરે છે કે જેઓ સર્વ પ્રકારે સાધનસંપન્ન હોવા

સાથે આવતી જિંદગી અને મોક્ષને માનનારો હોઇ ભવિષ્યની આત્માની સદ્ગતિ માટે હું જે કંઈ કરૂં તે બધું આ જિંદગીમાં મળેલા અને જરૂર મ્હેલવા પડે એવા પદાર્થોથી સારરૂપ છે. અર્થાત્ તેજ મારી મિલકત બચેલી ગણું છું કે જે શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મના આરાધનમાં અને સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રના પોષણમાં તથા તેને ધારણ કરનારાઓની ભક્તિમાં ઉપયોગી થાય.

## ઉજમણું જરૂરી પણ ફરજીઆત નહિ.

ધર્મિષ્ઠોના આ વિચારો જાણવાની સાથે ભોળીલાઓએ એ પણ સમજવાનું છે કે તપસ્યાની પૂર્તિને અંગે ઉજમણું જરૂરી કર્તવ્ય તરીકે હોવા છતાં પણ તે ફરજીઆત ન હોવાથી સેંકડો અને હજારો મનુષ્યો તપસ્યા કરે છે. તેમાંથી હજારે એક ટકો પણ સાધનસંપન્ન હોવા છતાં પણ ઉજમણું કરનારો હોતો નથી. ભોળીલાઓને એ વાત તો અનુભવસિદ્ધ છે કે હજારો સ્થાને સેંકડો મનુષ્યો આસો અને ચૈત્રની ઓળીઓ કરવાવાળા હોય છે, અને જ્ઞાનપંચમીને અંગે પંચમીની તપસ્યા કરનારાઓ તો ઘણાજ મોટા પ્રમાણમાં હોય છે, છતાં તેના ઉજમણા કરનારા તો માત્ર કોઈક કોઈક ઠેકાણે ગણ્યાગાંઠ્યા જ હોય છે. શાસનની શ્રદ્ધા અને સરાગીને અનુસરનારા મહાનુભાવો ઉદ્યાપનની શક્તિ ન હોય તોપણ શ્રી નવપદ (ઓળીજી)ની તપસ્યા કરે છે એ વાત કોઈ અન્ય પુરાવાથી સાબીત કરવી પડે તેમ નથી.

## ધાર્મિકકાર્યોમાંજ ગરીબાઇને આગળ કરવી એ શું?

વળી તેવી પવિત્ર ધાર્મિકક્રિયાને, તોડી પાડવા કે ઉતારી પાડવા માટે જે ગરીબાઈનું બહાનું આગળ કરવામાં આવે છે તે પણ માત્ર બહાનું હોવાથી ધર્મિષ્ઠોએ ગણકારવા જેવું નથી, કેમકે શ્રમણ ભગવાન મહાવીર મહારાજની હયાતિ વખત પણ શ્રાવકધર્મમાં શિરોમણિ ગણાતા પણ પુણીયા શ્રાવક જેવા મહાનુભાવ શ્રાવકો માત્ર સાડીબાર દોકડા [illegible]

બે આનાની પૂંજી ધરાવતા હતા અને આર્દ્રકુમારની સ્ત્રી સરખી સ્ત્રીઓ રેંટીઆ કાંતીનેજ પતિથી વિયુક્ત થએલી સ્ત્રીઓએ પેટ ભરવું પડે છે એમ સ્પષ્ટ જણાવ્યું હતું, એટલે તે વખતે સાચા જૈનોમાં પણ ગરીબાઇનો પ્રવેશ હતો એમ માન્યા સિવાય ચાલે તેમ નથી. છતાં તેવી વખતે પણ મહારાજા શ્રેણિક અને મહારાજા કોણિક ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્ મહાવીરનાં વિહારસ્થાનનીજ માત્ર ખબર રખાવવામાં લાખ્ખોનો ખર્ચ પ્રતિવર્ષ કરતા હતા અને ભગવાનના આવવાની વખતે તો દરેક વખતે કોડ રૂપિયા વધામણીમાં દેતા હતા. આ કહેવાનો આશય એ નથી કે ધર્મિષ્ઠ પુરુષોએ સાધર્મિકોનો ઉદ્ધાર કરવો જોઇતો નથી. સાધર્મિકોની ભક્તિ કરવી અને બહુમાન કરવાં એને માટે તો શાસ્ત્રકારો સ્થાન સ્થાન ઉપર ઉપદેશ આપે છે, અને વર્તમાન મુનિમહારાજાઓ પણ તેજ શાસ્ત્રના ઉપદેશને અનુસરીને સાધર્મિકોની ભક્તિઆદિનો ઉપદેશ સ્થાન સ્થાન ઉપર આપે છે, અને કોઈપણ વ્યાખ્યાતા મુનિ મહારાજે શ્રીજિનમંદિર આદિ સાત ક્ષેત્રોમાંથી શ્રાવક શ્રાવિકારૂપ સાધર્મિકના બે ક્ષેત્રોને કમી કરી, પાંચજ ક્ષેત્રમાં ધન વાપરવાનું કહ્યું નથી અને કહેતા નથી, કિન્તુ સાતે ક્ષેત્રમાં ધન વાપરવાનું જેમ શાસ્ત્રકારોએ કહ્યું છે તેમજ વર્તમાન વ્યાખ્યાતા મુનિ મહારાજાઓ પણ સાતે ક્ષેત્રોમાં ધન વાપરવાનો ઉપદેશ આપે છે અને તેવા વ્યાખ્યાતા મુનિ મહારાજાઓનાજ ઉપદેશને પ્રતાપે સ્થાન સ્થાન ઉપર ભોજનશાળાઓ, અભ્યિસખાતાઓ, અને જૈનોને મદદના ફંડો ઉભાં થએલાં અને વપરાતાં શુદ્ધદૃષ્ટિએ દેખનારાઓ જોઈ શકે છે.

અન્ય રીતિએ થતા ઉડાઉ ખર્ચો.

વળી જેઓ ધાર્મિક અનુષ્ઠાનોને કે ધર્મના સ્થાનોને વ્યર્થ ખર્ચ થાય છે એમ કહી અગર હદ બહાર ખર્ચ થાય છે એમ જણાવી અનાવશ્યક જણાવવા તૈયાર થાય છે, તેઓને ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના ચૈત્યો તથા ધર્મપરાયણ શ્રાવક-શ્રાવિકા વર્ગની ધર્મશ્રવણની

સગવડવાળા ઉપાશ્રય આદિ સ્થાનો વિગેરે કે જેઓ ભવાંતરની સદ્‌ગતિ અને નિર્વાણ–પ્રાપ્તિના કારણો મેળવવાનાં અપૂર્વ સ્થાનો છે તે મોટા મનુષ્યપણાથી નજરમાં ખટક્યા કરે છે, પણ તેઓને મ્યુનિસિપાલિટિમાં લાખો અને કરોડોના ખર્ચે કરાતી મકાનો વિગેરેની સગવડ જે ઘણે ભાગે ગરીબ ખેડૂતો કે મજુરો વિગેરેનાં પરસેવાથી પેદા કરેલા પૈસામાંથી ફરજીઆત રીતે લેવામાં આવેલા છે, તેમાંથીજ ઘણે ભાગે શ્રીમંતો કે તેના કાઉન્સીલરોની અનુકૂળતા માટેજ કરવામાં આવે છે. આપણે જોઈએ છીએ કે એક શ્રીમંત કે એક અધિકારીનો બંગલો ઘણો દૂર હોય અને વચમાં કોઈ પણ અન્ય પ્રજાજનના આવાસ કે આવડજાવડનું સ્થાન ન હોય તો પણ મ્યુનિસિપાલિટિના ખર્ચે સડક વિગેરે સુંદર સાધનો કરવામાં આવે છે. વળી તેજ મ્યુનિસિપાલિટિની હદમાં રહેતા ખેડૂતો કે મજુરો અગર સામાન્ય વર્ગ કે જેની પાસેથી સુધરાઈ વિગેરેને નામે પણ સારા પ્રમાણમાં કરો લેવામાં આવે છે, તેવાઓના રહેઠાણ તરફ નજર કરીએ તો તે સ્થાનના રસ્તા અને અસ્વચ્છતાની સાથે અંધકારનો જમાવ દેખતાં અત્યંત ભયંકરતા લાગે, તો આવી રીતે સામાન્ય પ્રજાના ફરજીઆત રીતે લેવામાં આવેલા પૈસાનો શ્રીમંતો અને અધિકારીઓ માટે મોટી સંખ્યામાં થતો ઉપયોગ તેમને ખટકતો કે ખૂંચતો નથી. વળી માત્ર આ જગતના સાધનને અંગે પેટનો ખાડો પૂરવા અપાતી અને સરવાળે વ્યર્થ અને ભારભૂત તરીકે પૂરવાર થએલી વ્યાવહારિક કેળવણીની પાછળ મોટા ભાગે કંગાળ એવા ખેડૂતવર્ગ પાસેથી ફરજીઆત કરરૂપે ઉઘરાવેલા નાણાંનો સુંદર મકાનોના નામે કેવો ઉપયોગ થાય છે, તથા વ્યાવહારિક કેળવણીમાં શિક્ષિત થઈને આગળ વધેલાને કેવી રીતે હજારોના પગારો આપી રોકવામાં આવે છે, અને તેવી રીતે રોકેલા પણ મોટા પગાર ખાનાર શિક્ષકો કેટલા વખતે કેટલું શિક્ષણ આપે છે, તે તો કોઈ છાનું નથી, પણ તેમાં તો આ મોકળા નવી રોશનીના શિક્ષણવાળાઓને કોઈ જાતે અરુચિ કે અભાવ થતો નથી, એટલું જ નહિ પણ માત્ર પેટનો ખાડો પૂરવા માટે કે ગાડી, વાડી, લાડીની મોજમજા માટે લેવાતી

વ્યાવહારિક કેળવણીના વિદ્યાર્થીઓને અંગે સ્કૂલો, પાઠશાળાઓ અને બોર્ડિંગોને અંગે દરેક વર્ષે દરેક કોમ તરફથી લખલૂટ ખર્ચ કરવામાં આવે છે. તે તરફ આ મોજીલા મનુષ્યોને કોઈપણ જાતે આંખ ઉંચી કરવાનું થતું નથી.

## જૈનોની સંસ્થાઓનું ખર્ચ અને તેનો સુધારો.

જૈન સરખી એક નાની કોમ પણ આગમોને વેદે ન ગણી લાખ એટલી બધી બોર્ડિંગો ચલાવી, દરેક વર્ષે લાખો રૂપિયા ખર્ચે છે, જો કે આજ ત્રીસ ત્રીસ, ચાલીસ ચાલીસ વર્ષ થયાં ધર્મની રક્ષા કે ઉદ્ધારને નામે ધર્મપરાયણ પુરૂષો પાસેથી પૈસાનો ધોધ આ મોજીલા પુરૂષોએ વહેવડાવ્યો અને જ્યારે ધર્મપરાયણ પુરૂષો તેનાથી મોજીલાઓની માનેલી સંસ્થાઓમાં ધર્મનો ઉદ્ધાર કે રક્ષાનો એક અંશ પણ ન દેખતાં દેવ, ગુરુ. ધર્મના આરાધનથી તે સંસ્થાના કાર્યવાહકો અને વિદ્યાર્થીઓને દૂર દૂર રહેતા દેખીને તેમજ તીર્થ, મંદિર, ઉપાશ્રય, કે ઉપધાન, ઉજમણું, પ્રતિષ્ઠા વિગેરે ધર્મસ્થાન અને ધર્મક્રિયાઓના સ્પષ્ટરૂપે વિરોધી થઈ બીજા ધર્મ કરનારાઓને પણ ગુંડાશાહી ચલાવીને પરાણે પણ ધર્મ કરતાં રોકનારા થાય છે, એમ દેખીને તે મોજીલાઓની માનીતી સંસ્થામાં વિશ્વાસને ઉછેરવાની માફક અનર્થ ફળ ધારીને જ્યારે પૈસાનો પ્રવાહ બંધ કર્યો ત્યારે આ મોજીલા માનવીઓ ધર્મપરાયણ પુરૂષોએ આપેલા પૈસાના પ્રવાહના ઉપકારનો જાણે બદલો જ આવા રૂપે વાળતા હોય નહિ તેવી રીતે ધર્મપરાયણો તથા તેમને ઉપરથી ચાહેલા એવા તીર્થ, દેવ ગુરુ, ધર્મ અને તેમની ઉજમણાં વિગેરે ધર્મક્રિયાઓને તોડી પાડવા તૈયાર થયા છે, અર્થાત્ તે મોજીલા માનવીઓને ધર્મપરાયણ લોકો પોતાની શુભલાગણીથી શુભમાર્ગમાં જે વ્યય કરે છે તે ખટકે છે, અને ધર્મપરાયણ લોકોની નિંદાદ્વારાએ પેપરોમાં હલકા ચીતરીને મશ્કરીઓ કરીને યાવત્ પિકેટિંગ કરીને પણ ધર્મપરાયણોને પોતાની મિલકતનો પોતાની ઇચ્છા પ્રમાણે પરમાર્થ કાવા

તરીકે કરાતો ઉપયોગ કરવા દેવો નથી અને પોતાની સંસ્થાઓને તીર્થ, દેવ, ગુરુ અને ધર્મક્રિયાઓની લાગણીવાળી અને પ્રવૃત્તિવાળી અનાદિ ધર્મપરાયણોની લાગણી ખેંચી તેમાં તેઓને પોતાની લક્ષ્મીનો પરમાર્થ દાવે વ્યય કરવાનું મન થાય તેવું તો તે મોજીલા માનવીઓ કરી શકતા નથી, પણ તત્વદૃષ્ટિથી જેને જુલમ કહીએ તેવી રીતિ અખત્યાર કરી ધર્મપરાયણોને પજવવા પુરપાટ રીતે તૈયાર થાય છે. મોજીલા માનવીઓની સંસ્થામાંથી આટલા લાંબા કાળ સુધી પાણીના પ્રવાહની મારફ ખર્ચેલા પૈસામાંથી એક પણ નબીરો એવો પાક્યો નથી કે જે તીર્થ, ચૈત્ય, દેવ, ગુરુ કે ધર્મના બચાવને માટે બહાર આવ્યો હોય, છતાં હજી પણ ધર્મપરાયણોનાજ માત્ર પૈસા તે તરફ ખરચાવવા છે તે કેમ બની શકે!

## ધર્મરક્ષા આદિને નામે ફંડ અને તેનો દુરૂપયોગ.

વળી તે મોજીલા માનવીઓએ ધર્મના ઉદય. રક્ષા અને વૃદ્ધિને માટે ઉભી કરેલી સંસ્થાઓમાં જીગરથી ધર્મને ચાહનારા કે કરનારા ટ્રસ્ટીઓ, વ્યવસ્થાપકો, અને અધ્યાપકો રાખ્યા નથી, અને જ્યાં સુધી તેવા ધર્મને ચાહવાવાળા અને ધર્મના સારા સારા અનુષ્ઠાનો અને ધર્મના વર્તનોને કોઇ પણ ભોગે અમલમાં મેલવાને સર્વદા તત્પર રહેનારા ટ્રસ્ટી વિગેરે ન હોય અને તેથી તે ધર્મ ઉદયાદિકને નામે સ્થાપેલી સંસ્થાઓમાં ધર્મનું જીવન દાખલ ન થાય અને તેનો લાભ લેના વિદ્યાર્થીઓ ધર્મમય જીવનની પવિત્રતા અને અવશ્યકર્તવ્યતા ન જાણે, ન સમજે, ન માને કે ન આચરે તેમાં તે વિદ્યાર્થીઓ કરતાં તે સંસ્થાના ટ્રસ્ટીઓનોજ માફ ન કરી શકાય તેવો દોષ છે, કેમકે પાણીની માફક પૈસા વેરનારા ધર્મપરાયણોની આગળ તેજ ટ્રસ્ટી વિગેરેએ આ સંસ્થા ધર્મના ઉદય, રક્ષા અને વૃદ્ધિને માટેજ સ્થાપવામાં આવે છે એમ જાહેર કાર્યનું, ઠરાવો કે ઉદ્દેશોને નામે પૈસા લીધેલા છે, અને તેથી જે જે સંસ્થાઓ એવા ધર્મ ઉદય, રક્ષા અને વૃદ્ધિના જાહેર ઉદ્દેશથી સ્થાપવામાં કે ચલાવવામાં આવે છે તે બધી સંસ્થાઓમાં જો ધર્મનો ઉદય, રક્ષા

...કે વૃદ્ધિનું કાર્ય કરનારા વિદ્યાર્થીઓ રહે નહિ કે સંસ્થામાંથી નીકળ્યા ...પછી પણ તેવી સ્થિતિમાં વર્તવાવાળા ન રહે તો એમ ખુલ્લું કહેવું ...જોઇએ કે તે ટ્રસ્ટી વિગેરે પૈસા વિગેરે ભરનારાનો વિશ્વાસઘાત કરનારા ...ય છે. ચાલુ સંસ્થાના ટ્રસ્ટી વિગેરેઓએ અવશ્ય ધ્યાન રાખવું જોઇએ કે ...તમારી સંસ્થાના જેઓ આદ્યપ્રેરક, સંચાલક કે પોષક છે તેઓએ ...આરંભ, પરિગ્રહ, વિષય અને કષાયનો ત્રિવિધ ત્રિવિધ ત્યાગ કરેલો ...હોય તેઓ પોતાના મહાવ્રતોની મલિનતા માટે તમારા આદ્યપ્રેરક વિગેરે ...બન્યા નથી, પરંતુ ત્રિલોકનાથ તીર્થંકર મહારાજ અને તેમના પ્રવર્તાવેલા ...શાસનની અભ્યુદય સ્થિતિ, રક્ષા અને વૃદ્ધિને અંગેજ તેઓ અદ્વિતીય ...લાભ ગણીને તમારી સંસ્થાના પ્રેરક વિગેરે બન્યા છે. એટલે ટ્રસ્ટી વિગેરે પ્રાણ કરતાં પ્યારા એવા પૈસા પાથરનાર ધર્મપરાયણોના ધર્મ ઉદયાદિકના કાર્યમાં કટિબદ્ધ ન રહેવાથી જેવા વિશ્વાસને ઘાત કરનારા બને છે, તેવી રીતે તે પ્રેરણા કરનારા મહાવ્રતધારી પુરુષોનો પણ વિશ્વાસ-ઘાત કરનાર બનવા સાથે તેમની અવજ્ઞા કરનાર બને છે ધર્મઉદયાદિક તરફ ધ્યાન નહિ રાખનારા ટ્રસ્ટીઓએ સમજવું જોઇએ કે તમારી બેદર-કારીને લીધે અગર સંચાલકોની વર્તનના વિપર્યાસને લીધે અથવા સંસ્થામાં રહેતા અને નીકળેલા વિદ્યાર્થીઓના જીવનમાં ધર્મસંબંધી જયવારો ન દેખવાને લીધે પૈસા ભરનાર ધર્મપરાયણો તરફથી તથા ધર્મની ધગશને ધારનારા ધર્મિષ્ઠો તરફથી કેવાં કેવાં વાક્યો અને ઓલંભા સાંભળવા અને સહન કરવા પડે છે એ સર્વ હકીકતનો વિચાર કરી ધર્મમાં ઓતપ્રોત થએલાઓએ જ તે ધર્મના ઉદયાદિકને નામે કઢાતી સંસ્થાઓના ટ્રસ્ટી વિગેરે બનવું જોઇએ. ધર્મના નામે ચાલતી સંસ્થાના ટ્રસ્ટી વિગેરેએ એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ભગવાન્ જિનેશ્વર મહારાજે નિરૂપણ કરેલા ધર્મનો ઉદય, રક્ષા અને વૃદ્ધિ એ ત્રણે ધાર્મિક ક્રિયાની પ્રવૃત્તિનેજ આધીન છે. જો કે શાસ્ત્રકારો અવિરતસમ્યગ્દષ્ટિ જીવોને કોઇપણ પ્રકારની વિરતિ નહિ છતાં પણ ધર્મી તરીકે ગણવાનું જણાવે છે, પણ સંસ્થાના ટ્રસ્ટી વિગેરેએ ધ્યાન રાખવું કે તે અવિરત-

તરીકે કરાતો ઉપયોગ કરવા દેવો નથી અને પોતાની સંસ્થાઓને તીર્થ, દેવ, ગુરુ અને ધર્મક્રિયાઓની લાગણીવાળી અને પ્રવૃત્તિવાળી બનાવી ધર્મપરાયણોની લાગણી ખેંચી તેમાં તેઓને પોતાની લક્ષ્મીનો પરમાર્થ દાવે વ્યય કરવાનું મન થાય તેવું તો તે મોઝીલા માનવીઓ કરી શકતા નથી, પણ તત્વદૃષ્ટિથી જેને જુલમ કહીએ તેવી રીતિ અખત્યાર કરી ધર્મપરાયણોને પજવવા પુરપાટ રીતે તૈયાર થાય છે. મોઝીલા માનવીઓની સંસ્થામાંથી આટલા લાંબા કાળ સુધી પાણીના પ્રવાહની માફક ખર્ચેલા પૈસામાંથી એક પણ નબીરો એવો પાક્યો નથી કે જે તીર્થ, ચૈત્ય, દેવ, ગુરુ કે ધર્મના બચાવને માટે બહાર આવ્યો હોય, છતાં હજી પણ ધર્મપરાયણોનાજ માત્ર પૈસા તે તરફ ખરચાવવા છે તે કેમ બની શકે ?

## ધર્મરક્ષા આદિને નામે ફંડ અને તેનો દુરૂપયોગ.

વળી તે મોઝીલા માનવીઓએ ધર્મના ઉદય, રક્ષા અને વૃદ્ધિને માટે ઉભી કરેલી સંસ્થાઓમાં જીગરથી ધર્મને ચાહનારા કે કરનારા ટ્રસ્ટીઓ, વ્યવસ્થાપકો, અને અધ્યાપકો રાખ્યા નથી, અને જ્યાં સુધી તેવા ધર્મને ચાહવાવાળા અને ધર્મના સારા સારા અનુષ્ઠાનો અને ધર્મના વર્તનોને કોઇ પણ ભોગે અમલમાં મેલવાને સર્વદા તત્પર રહેનારા ટ્રસ્ટી વિગેરે ન હોય અને તેથી તે ધર્મ ઉદયાદિકને નામે સ્થાપેલી સંસ્થાઓમાં ધર્મનું જીવન દાખલ ન થાય અને તેનો લાભ લેના વિદ્યાર્થીઓ ધર્મમય જીવનની પવિત્રતા અને અવશ્યકર્તવ્યતા ન જાણે, ન સમજે, ન માને કે ન આચરે તેમાં તે વિદ્યાર્થીઓ કરતાં તે સંસ્થાના ટ્રસ્ટીઓનોજ માફ ન કરી શકાય તેવો દોષ છે, કેમકે પાણીની માફક પૈસા લેરનારા ધર્મપરાયણોની આગળ તેજ ટ્રસ્ટી વિગેરેએ આ સંસ્થા ધર્મના ઉદય, રક્ષા અને વૃદ્ધિને માટેજ સ્થાપવામાં આવે છે એમ જાહેર ભાષણ. દાવો કે ઉદ્દેશોને નામે પૈસા લીધેલા છે, અને તેથી જે જે સંસ્થાઓ એવા ધર્મ ઉદય, રક્ષા અને વૃદ્ધિના જાહેર ઉદ્દેશથી સ્થાપવામાં કે ચલાવવામાં આવે છે તે બધી સંસ્થાઓમાં જો ધર્મનો ઉદય, રક્ષા

કે વૃદ્ધિનું કાર્ય કરનારા વિદ્યાર્થીઓ રહે નહિ કે સંસ્થામાંથી નીકળ્યા પછી પણ તેવી સ્થિતિમાં વર્તવાવાળા ન રહે તો એમ ખુલ્લું કહેવું જોઇએ કે તે ટ્રસ્ટી વિગેરે પૈસા વિગેરે ભરનારાનો વિશ્વાસઘાત કરનારા છે. ચાલુ સંસ્થાના ટ્રસ્ટી વિગેરેઓએ અવશ્ય ધ્યાન રાખવું જોઇએ કે તમારી સંસ્થાના જેઓ આદ્યપ્રેરક, સંચાલક કે પોષક છે તેઓએ આરંભ, પરિગ્રહ, વિષય અને કષાયનો ત્રિવિધ ત્રિવિધ ત્યાગ કરેલો હોય તેઓ પોતાના મહાવ્રતોની રક્ષણના માટે તમારા આદ્યપ્રેરક વિગેરે બન્યા નથી, પરંતુ ત્રિલોકનાથ તીર્થંકર મહારાજા અને તેમના પ્રવર્તાવેલા શાસનની અભ્યુદય સ્થિતિ, રક્ષા અને વૃદ્ધિને અંગેજ તેઓ અદ્વિતીય લાભ ગણીને તમારી સંસ્થાના પ્રેરક વિગેરે બન્યા છે એટલે ટ્રસ્ટી વિગેરે પ્રાણ કરતાં પ્યારા એવા પૈસા પાથરનાર ધર્મપરાયણોના ધર્મ ઉદયાદિકના કાર્યમાં કટિબદ્ધ ન રહેવાથી જેવા વિશ્વાસને ઘાત કરનારા બને છે, તેવી રીતે તે પ્રેરણા કરનારા મહાવ્રતધારી પુરુષનો પણ વિશ્વાસઘાત કરનાર બનવા સાથે તેમની અવજ્ઞા કરનાર બને છે. ધર્મઉદયાદિક તરફ ધ્યાન નહિ રાખનારા ટ્રસ્ટીઓએ સમજવું જોઇએ કે તમારી બેદરકારીને લીધે અગર સંચાલકોની સ્થિતિના વિપર્યાસને લીધે અથવા સંસ્થામાં રહેતા અને નીકળેલા વિદ્યાર્થીઓના જીવનમાં ધર્મસંબંધી જયવારો ન દેખવાને લીધે પૈસા ભરનાર ધર્મપરાયણો તરફથી તથા ધર્મની ધગશને ધારનારા ધર્મિષ્ઠો તરફથી કેવાં કેવાં વાક્યો અને બોલબાલા સાંભળવા અને સહન કરવા પડે છે એ સર્વ હકીકતનો વિચાર કરી ધર્મમાં ઓતપ્રોત થએલાઓએ જ તે ધર્મના ઉદયાદિકને નામે કઢાતી સંસ્થાઓના ટ્રસ્ટી વિગેરે બનવું જોઇએ. ધર્મના નામે ચાલતી સંસ્થાના ટ્રસ્ટી વિગેરેએ એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ભગવાન્ જિનેશ્વર મહારાજે નિરૂપણ કરેલા ધર્મનો ઉદય, રક્ષા અને વૃદ્ધિ એ ત્રણે ધાર્મિક ક્રિયાની પ્રવૃત્તિનેજ આધીન છે. જો કે શાસ્ત્રકારો અવિરતસમ્યગ્દૃષ્ટિ જીવોને કોઇપણ પ્રકારની વિરતિ નહિ છતાં પણ ધર્મી તરીકે ગણવાનું જણાવે છે, પણ સંસ્થાના ટ્રસ્ટી વિગેરેએ ધ્યાન રાખવું કે તે અવિરત-

સમ્યગ્દષ્ટિપણામાં રહેલો જીવ સર્વ પ્રકારની ધાર્મિક ક્રિયાના અનુમોદનવાળો અને તેની પ્રાપ્તિની ઇચ્છાવાળોજ હોવો જોઇએ, અને એવો હોય તોજ તે અવિરતસમ્યગ્દષ્ટિને ધર્મી તરીકે ગણવામાં આવેલો છે. અર્થાત્ જેને પાપના અંશની કે સર્વપાપની વિરતિ કોઈ દિવસ પણ અરૂચિકર હોય નહિ, પણ તેને પરમ સાધ્ય અને કર્તવ્ય તરીકેજ માને તેજ જીવ અવિરતસમ્યગ્દષ્ટિપણામાં છે. એમ કહી શકાય. વળી તે અવિરત–સમ્યગ્દષ્ટિને પણ શક્તિ હોય તો જિનેશ્વર મહારાજના ધર્મમાં પ્રવર્તેલા એવા ગુરુમહારાજ તથા ત્રિલોકનાથ ભગવાન્ જિનેશ્વરોની ભક્તિ અને સેવાપૂજાનો નિયમ હોવોજ જોઇએ એમ ભગવાન્ હરિભદ્રસૂરિજી શ્રી પંચાશકસૂત્રમાં સ્પષ્ટશબ્દોમાં જણાવે છે. તો પછી જે સંસ્થાના હાજર કે છૂટા થએલા સંચાલકો કે વિદ્યાર્થીઓ જ્યાં સુધી ઓછામાં ઓછી તન મન, ધનથી દેવ, ગુરુની વૈયાવચ્ચક્રિયામાં પ્રવૃત્તિ કરનારા ન દેખવામાં આવે ત્યાં સુધી તેવી સંસ્થાઓને કોઈપણ ધર્મપ્રેમી જીવ ધર્મને માટે આદર્શસંસ્થા તરીકે ન ગણે તેમાં કાંઈ નવાઇ જેવું નથી. વર્તમાન સંસ્થાના ટ્રસ્ટી વિગેરેએ ધ્યાનમાં રાખવું કે તેઓ તરફથી જે જે સંસ્થા ચલાવવામાં આવે છે તેમાં જો ઉપર જણાવ્યા પ્રમાણે ધર્મનો ઉદય, રક્ષા અને વૃદ્ધિ વિગેરેનું યથાસ્થિત ફળ જોવામાં આવતું હોય તો તમારી સંસ્થા તરફ કે તમારી તરફ કોઈપણ શાસનના સુકાનીને કે ધર્મપ્રેમીને એક શબ્દ પણ પ્રતિકૂળ કહેવાની જરૂર પડત નહિ, એટલું જ નહિ પણ તેવા ધર્મઉદયાદિક ફળ તમારી સંસ્થામાં આવે છે એમ જાણીને દરેક ધર્મપરાયણ મનુષ્ય અન્ય ધાર્મિકકાર્યોની તરફ જેમ પ્રેમ ધરાવી પોતાની મેળે જેમ ઘણો પૈસો વાપરે છે, તેવી રીતે તમારી તે તે સંસ્થાઓ નમુનેદાર ગણાવાથી તે તરફ પણ હાથ લંબાવવાને કદીપણ ચૂકત નહિ. અને જો તેવી દશા થઈ હોત તો તમારે પિકેટિંગ અને પ્રોપેગેન્ડા કરીને સાધર્મિકવાત્સલ્ય, ઉપધાન કે ઉજમણા જેવી પવિત્ર ક્રિયાઓને ટકાવવાના અધમ કાર્યમાં જવું પડતું હોત જ નહિ. દરેક નાગકે : ચાલુ સંસ્થાના ટ્રસ્ટી વિગેરેએ એ વાત જરૂર ધ્યાનમાં રાખવાની

છે કે જૈનશાસનમાં સમ્યક્‌ત્વાદિની નિર્મળતા વિગેરે કરનારી કોઈપણ ક્રિયા, પછી તે નાની હોય કે મોટી હોય, પણ તે રોકવા લાયક હોયજ નહિ. અર્થાત્ કોઈપણ ક્રિયાના ભોગે કોઈપણ ક્રિયા કરવાનું વિધાન ધર્મીપુરુષોને શાસ્ત્રને અનુસરતા હોવાથી ઇષ્ટ હોયજ નહિ. તો પછી ઉજમણા અને ઉપધાન જેવી સમ્યગ્દર્શનાદિકની સંપૂર્ણ રીતે આરાધના કરાવનારી ક્રિયાના ભોગે જો આનુષંગિક ધર્મઉદયાદિકવાળી સંસ્થાને પોષવાનો વિચાર કે પ્રવૃત્તિ કરવામાં આવે તો તેને ધર્મપ્રેમી કે શાસ્ત્રાનુસારિણી બુદ્ધિવાળો મનુષ્ય કોઈપણ પ્રકારે મંજુર કરી શકેજ નહિ.

## પૂજા પરમેશ્વરની કે પૈસાની ?

વળી ઉપધાન, ઉજમણા, પ્રતિષ્ઠા, તીર્થ કે ચૈત્ય વિગેરેમાં દ્રવ્યવ્યયની અધિકતાનો જે સવાલ ખડો કરવામાં આવે છે, તેજ સવાલ ખડો કરનારાઓની અંતઃકરણમાં ધાર્મિકવૃત્તિની શૂન્યતા જાહેર કરે છે, કેમકે ધર્મપ્રેમી અને ધર્મપરાયણ લોકોને તો ધર્મના પૂજારીજ બનવાનું હોય છે, પૈસાના પૂજારીઓ તો તેઓજ બને કે જેઓ ધર્મ કરતાં પૈસાની કિંમત અધિક ગણતા હોય. ધ્યાન રાખવું કે સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર માત્ર એક વચનની સત્યતાની ખાતર રાજ્ય, દેશ, અંતઃપુર, કુટુંબકબીલો અને ઋદ્ધિસમૃદ્ધિ એ સર્વનો ભોગ આપી પોતાની જાતિનો પણ ભોગ આપવામાં પાછી પાની કરી નથી. એ અપેક્ષાએ એક પણ ધર્મના કાર્યનો ઉદય, રક્ષા કે વૃદ્ધિ કરવા અખૂટ ખજાનો આખો ખર્ચી દેવામાં આવે તોપણ ધર્મપરાયણોને તે કર્તવ્ય તરીકે લાગે અને અનુમોદનીય થાય. ખર્ચની તરફ દૃષ્ટિ રાખનારા મનુષ્યો ધર્મની તરફ દૃષ્ટિ યથાસ્થિતપણે રાખી શકે જ નહિ, એ વાત સમજવી બિલ્કુલ મનુષ્યોને મુશ્કેલ નથી. કદાચ કેટલાક તરફથી એમ કહેવામાં આવે કે ધાર્મિક અનુષ્ઠાનો કરવામાં કોઈની પણ અરુચિ કે અભાવ છે નહિ અને હોય પણ નહિ, પણ માત્ર તે તે ધર્મક્રિયાઓને અંગે જે આડંબર પાછળ ખર્ચ કરવામાં આવે છે તે તરફ

## સમ્યગ્દર્શનાદિકની બંધમાં અહેતુતા.

આ સ્થળે જરૂર શંકા થશે કે–પૂર્વે આજ લેખમાં જણાવવામાં આવ્યું છે કે સમ્યગ્દર્શનના પ્રતાપે વૈમાનિક સિવાય બીજા દેવોનું કે નરકાદિક ગતિઓનું આયુષ્ય બાંધેજ નહિ, અર્થાત્ સમ્યક્ત્વવાળો સમ્યક્ત્વમાં રહ્યો થકો વૈમાનિક દેવોનુંજ આયુષ્ય બાંધે, તેની રીતે ચતુર્દશ પૂર્વ રૂપી શ્રુતજ્ઞાનને ધારણ કરનારો જીવ છઠ્ઠા લાંતક નામના દેવલોકના આયુષ્યથી ઓછું આયુષ્ય બાંધેજ નહિ. વળી એક દિવસની પણ શુદ્ધ પ્રવ્રજ્યા પાળવાવાળો મનુષ્ય મોક્ષને મેળવી શકે છતાં પણ કદાચ તે મોક્ષને ન મેળવે તો પણ તે શુદ્ધ ચારિત્રવાન્ જીવ ઓછામાં ઓછો વૈમાનિક દેવતાપણામાં વેદવાલાયક કર્મોને બાંધી જરૂર વૈમાનિક દેવ થાય છે. આવી રીતે જણાવેલું હોવાથી સમ્યગ્દર્શનાદિને બંધ અને આશ્રવોનાં કારણ તરીકે કેમ ન ગણવાં? આવી રીતે થતી શંકાના સમાધાનમાં સમજવાનું કે જો સમ્યગ્દર્શન યુક્તપણું ચતુર્દશપૂર્વરૂપ શ્રુતજ્ઞાન સહિતપણું કે વિશુદ્ધ પ્રવ્રજ્યારૂપ ચારિત્ર અંગીકાર કરવું એ જો કર્મબંધના કે આશ્રવોનાં કારણો હોય તો તે સમ્યગ્દર્શનાદિ ત્રણે ગુણોની જેટજેટલો કાળ આત્મામાં સ્થિતિ રહે તેટતેટલા બધા કાળમાં આયુષ્યબંધાદિક થવાં જોઇએ પણ તેમ તો થતુંજ નથી, એટલે સમ્યગ્દર્શનાદિમાંથી એક કે તે ત્રણે વૈમાનિકઆદિ આયુષ્યબંધના કારણો નથી કેમકે જો તેને કારણ માનીએ તો સમ્યગ્દર્શનાદિના સમગ્ર કાળમાં વૈમાનિકપણાના આયુષ્યના બંધ માનવા પડે. વળી પ્રકૃતિ કે પ્રદેશ એ બે પ્રકારના બંધમાંથી કોઈપણ પ્રકારનો બંધ થાય તો તે યોગના પ્રભાવેજ થાય છે એમ શાસ્ત્રકારો સ્થાન સ્થાન ઉપર સ્પષ્ટશબ્દોમાં કહે છે, અને સમ્યગ્દર્શનાદિ તો યોગરૂપ નથી, પણ આત્માના ગુણોજ છે, અને તેથી તે સમ્યગ્દર્શનાદિથી પ્રકૃતિ કે પ્રદેશ એ બંનેમાંથી એકે પ્રકારનો બંધ થઈ શકેજ નહિ, જ્યારે આવી રીતે સમ્યગ્દર્શનાદિ બંધના કારણોજ નથી તો પછી તે સમ્યગ્દર્શનાદિથી વૈમાનિકપણા આદિનું આયુષ્ય કેમ

બંધાય છે ! એ બાબતમાં તત્ત્વવિચાર કરતાં એ આયુષ્યપ્રકૃતિને બંધાવનાર તો યોગજ છે, પણ તે આયુષ્યાદિ પ્રકૃતિને બાંધનારો જીવ જે વખતે તે વૈમાનિકઆદિના આયુષ્ય બાંધે છે તે વખતે સમ્યગ્દર્શનાદિના પ્રભાવે આત્માના અધ્યવસાયને યોગની શુદ્ધિ રહે, અને તેથી યોગદ્વારાએ અશુભ આયુષ્ય નહિ બાંધતાં શુભ આયુષ્યજ બાંધે તેમાં કથંચિત્ સમ્યગ્દર્શનાદિને હેતુ તરીકે ગણીએ તો પણ વાસ્તવિક રીતે તો સમ્યગ્દર્શનાદિ ગુણો બંધનું કારણ છેજ નહિ અને તત્ત્વાર્થસૂત્રકાર ઉમાસ્વાતિ વાચકજીએ દેવગતિના આયુષ્યના આશ્રવો જણાવતાં સંયમને સરાગ એવા વિશેષણથી સંકલિત કર્યું છે. અને સ્પષ્ટ સૂચવ્યું છે કે-સંયમ એ કેવળ દેવગતિનો આશ્રવ નથી પણ ચારિત્રયુક્ત આત્માની સરાગતા એજ દેવના આયુષ્યના આશ્રવનું કારણ છે અને તેથીજ વીતરાગ ચારિત્રવાળા મહાત્માઓને ચારિત્ર ઘણુંજ ઉંચું છતાં પણ દેવગતિ કે બીજી કોઈપણ ગતિનો આશ્રવ હોતો નથી. અર્થાત્ ચારિત્રજ જો કર્મ આવવાનું દ્વાર હોત તો વીતરાગ સંજમવાળાને પણ જરૂર આયુષ્યનો બંધ થાત પણ વીતરાગ ચારિત્ર કે સમ્યગ્દર્શનવાળાને કોઈપણ પ્રકારના આયુષ્યનો બંધ હોતો નથી એજ શાસ્ત્રીય હકીકત સ્પષ્ટ કરે છે કે-સમ્યગ્દર્શનાદિ ગુણો તાત્ત્વિકદૃષ્ટિએ બંધ કે આશ્રવરૂપ છે જ નહિ.

## દાનાદિરૂપ પ્રવૃત્તિમય ધર્મની સાધના.

જ્યારે સમ્યગ્દર્શનાદિ ગુણરૂપ ધર્મ પુણ્યપ્રકૃતિ બંધાવવામાં પણ તત્ત્વદૃષ્ટિએ કારણરૂપ બનતો નથી, ત્યારે પ્રવૃત્તિરૂપ જે દાનાદિ ભેદવાળો ચાર પ્રકારનો જે ધર્મ છે તેજ સદ્‌ગતિ અને પુણ્યના બંધ કે આશ્રવના ભેદ તરીકે બની શકે છે. એ દાનાદિ ચાર પ્રકારના પ્રવૃત્તિરૂપ ધર્મમાં તપસ્યા કરનારા મનુષ્યો તપસ્યા કરવાને દહાડે શીલ, તપ અને ભાવ ત્રણ પ્રવૃત્તિમય ધર્મની સારી રીતે ઉપાસના કરી શકે છે, કેમ કે તે તપસ્યાના દિવસોમાં ક્રોધાદિક કષાયનો જય, નિરારંભપ્રવૃત્તિ તથા બ્રહ્મચર્ય વગેરેથી શીલધર્મની પ્રવૃત્તિ સ્વાભાવિક રીતે થાય છે. તે તપસ્યાના

દિવસોમાં અશનાદિકનો સર્વથા રોધ કે સંકોચ રસઆદિકનો ત્યાગ વિગેરે થતાં હોવાથી તપ નામના પ્રવૃત્તિધર્મની આરાધના તો ખુલ્લી જ છે, અને તે શીલ અને તપ-નામના પ્રવૃત્તિમય ધર્મોને તપસ્યાના દિવસોમાં આરાધવા સાથે આ અસાર સંસારમાં આ શીલ, તપ વિગેરેનું આરાધન થાય એ જ તત્ત્વ છે એવી ભાવનાસહિતપણારૂપ પ્રવૃત્તિમય ભાવધર્મની પ્રવૃત્તિ પણ તપસ્યાના દિવસોમાં જરૂર હોય છે અને તેથી શીલ, તપ અને ભાવરૂપી પ્રવૃત્તિમય ધર્મ તો તપસ્યાના દિવસોમાં જરૂર થાય છે, અને તે થયાનો અનુભવ પણ થાય છે, પણ દાનધર્મરૂપી જે પ્રવૃત્તિમય ધર્મ કે જેને શાસ્ત્રકારો ગૃહસ્થના ધર્મ તરીકે–'चुक्कइ गिहिदाणधम्माओ' અર્થાત્ ગૃહસ્થનો મુખ્ય ધર્મ દાનધર્મ છે અને તેનાથી તે (સર્વવિરતિ નહિ છતાં સર્વથા સામાયિકને ઉચ્ચરનારો) ચૂકે છે, આવા વાક્યથી જે ગણાવે છે તેનો લાભ બહુધા તપસ્યાના દિવસોમાં લઈ શકાતો નથી અને ઘણે ભાગે લઈ શકાય પણ નહિ, માટે તે દાનધર્મને યથાયોગ્ય રીતિએ આરાધવા માટે દરેક તપસ્યાના દિવસોએ ન બન્યું હોય તોપણ તપસ્યાની પૂર્તિ થયે ઉદ્યાપન કરવા દ્વારાએ તૈયાર થવું જ જોઈએ.

### લાભનો ભવાંતરે લાભ મેળવે તેવો ઉપયોગ.

દરેક આસ્તિક મનુષ્યે અને તેમાં પણ વિશેષતઃ ધર્મપ્રેમીઓએ એ વાત જરૂર સમજવી જોઈએ કે-લાભાંતરાયના ક્ષયોપશમથી મળેલો લાભ મર્યાદિત જ છે, અર્થાત્ લાભાંતરાયનો ઉદય ન થાય ત્યાં સુધી જ તે લાભ ટકી શકવાનો છે, અને તે લાભથી જે વસ્તુઓ મળી હોય તે વસ્તુઓથી આગામી કાળ અને આગામી ભવમાં પણ મોક્ષમાર્ગના સાધનમાં અનુકૂળતા કરવાવાળો થવા સાથે લાભાંતરાયના ક્ષયોપશમને કરનારો અને તેમ કરવાને તૈયાર થવું જોઈએ. ઇંદ્રિયોની આસક્તિ પરિપૂર્ણ કરવા માટે શરીર કે જે કેવળ વિષ્ટાની કોઠી અને મૂત્રની કુંડી સિવાય કેવળ અશુચિકરણરૂપ જેવું છે, તેને શણગારવા કે પુષ્ટ કરવા તેમજ કુટુંબ કે જે માત્ર પોતપોતાના સ્વાર્થમાં જ લીન છે તેને

પોષવા માટે તે લાભાંતરાયના ક્ષયોપશમથી મળેલા લાભનો ઉપયોગ કરવો એ ગાયને દોહીને હડકાઈ કુતરીને પાવા જેવું થાય છે, છતાં સાંસારિક બંધનોને લીધે કે તેવા સંજોગોને લીધે કદાચ તેમ કરવું પણ પડે તોપણ તેવી રીતે ને લાભનો થતો ઉપયોગ આસ્તિકો અને ધર્મપ્રેમીઓને તો ખટકનોજ હોય છે કારણ કે ધર્મપ્રેમીઓ તેવી રીતે તે ધનના ઉપયોગને સંસારવૃદ્ધિનુંજ કારણ ગણે છે, એટલે લાભાંતરાયના ક્ષયોપશમથી મળેલા લાભથી સંસારની વૃદ્ધિ થાય એ ધર્મપ્રેમીને કોઈપણ પ્રકારે ઇષ્ટ હોય નહિ, પણ ધર્મપ્રેમીને તો લાભાંતરાયના ક્ષયોપશમથી મળેલો લાભ, લાભાંતરાયના કે બીજાં પણ કર્મોના ક્ષયોપશમ અને ક્ષયને કરનારો થાય તેજ ઇષ્ટ હોય, અને તેથી જ ધર્મપ્રેમી મનુષ્યો લાભાંતરાયના ક્ષયોપશમથી મળેલા લાભનો જેટલો ઉપયોગ આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક ગુણોના વિકાસને માટે કે આવતી જિંદગીમાં પણ તેની પ્રાપ્તિ માટે થાય, તેટલોજ લાભ સફળ માને, અને તેવી રીતે સફળપણે કરેલો લાભનો ઉપયોગજ સર્વ કાળમાં અને વિશેષતઃ પર્યંત આરાધનાના વખતે અનુમોદવા લાયક ગણે.

**ધનનો ધર્મમાં પણ વ્યય ન કરે તે શંક.**

મનુષ્ય જો આસ્તિક અને ધર્મપ્રેમી થયો હોય, અને ધર્મને મોક્ષ પમાડનાર તથા દુર્ગતિને રોકવા સાથે સદ્‌ગતિની પ્રાપ્તિ કરાવનાર છે એમ સાચા અંતઃકરણથી માનનાર થયો હોય, તો તેને જિંદગીમાં અનેક વખત આવતું અને જતું એવું ધન ધર્મક્ષેત્રમાં વાપરવાને કદી પણ સંકુચિતપણું ધારણ કરનારો હોય નહિ, કેમકે જે ધર્મપ્રેમી મનુષ્ય આખી જિંદગીને અંગે એકજ વખત મળનારૂં અને મયા પછી તે એક જિંદગીમાં બીજી વખત નહિ મળનારૂં એવું જે શરીર છે, તેને ભોગે પણ ધર્મને આરાધવા તત્પર બનેલો છે, તે ધર્મપ્રેમી મનુષ્ય આત્માથી છૂટાપણે રહેલું એવું અને જિંદગીમાં અનેક વખત આવવા જવાવાળું એવું ધન, મોક્ષના ફળને આપનાર એવા ક્ષેત્રમાં ન વાપરે

શકે એ બનેજ નહિ. ધર્મપ્રેમી મનુષ્યોને મળેલા ધનનો ઉપયોગ વિશેષતઃ લાડી, વાડી કે ગાડીમાં થતો નથી, પણ ધર્મ તથા ધર્મીઓના ઉદ્ધાર અને પોષણમાંજ થાય છે. આપણે જાણીએ છીએ કે મહારાજા સંપ્રતિના કરાવેલા નવીન ચૈત્યો અને જીર્ણોદ્ધારો કાળબળે કે જુલ્મી રાજાઓના જુલમના કારણે ઘણા નાશ પામ્યા તો પણ તેમની તે ચૈત્યાદિક તરફની ઉદારતા હજુ પણ સ્થાન સ્થાન પર રહેલાં તેમનાં ચૈત્યો જણાવી આપે છે. વિમળશાહ મંત્રી અને વસ્તુપાળ તથા તેજપાળના ધર્મકાર્યો જૈન જગતથી અજાણ્યાં નથી, તેમજ રાજર્ષિ મહારાજા કુમારપાળના ચૈત્યાદિક ધર્મકાર્યો જો કે પાટણની ગાદી ઉપર તેમની પછી આવેલા અજયપાળે નેસ્તનાબુદ કરવામાં બાકી રાખી ન હતી, છતાં તેમના પણ ધર્મકાર્ય મહારાજા સંપ્રતિ, મંત્રી વિમળશાહ અને શાસનના શૂરા સરદાર મંત્રી વસ્તુપાળ તેજપાળના ધાર્મિક શાસ્ત્રોમાં ઉલ્લેખિત થએલા અનેક ઉદારતાભર્યા ધાર્મિક કાર્યોની માફક ધર્મશાસ્ત્રોમાં જાહેર રીતે ઉલ્લેખિત રહેવા સાથે કોઈ સ્થાનોમાં તેમના કાર્યોમાંથી રહેલો અંશભાગ તેમની ધાર્મિક પરિણતિને લીધે થએલી ઉદારતાની સાક્ષી જૈન, જૈનેતર સર્વ પ્રજામાં પૂરે છે. જેવી રીતે તે મહાપુરુષોએ ધાર્મિક કાર્યો તરફ અઢળક ધન ખરચી નામના મેળવવા સાથે અન્ય ધાર્મિક લોકોને અનુકરણીય દૃષ્ટાંત પૂરું પાડ્યું છે, તેવી રીતે તેઓનું એક પણ કાર્ય દુનિયાદારીના અંગે થયેલું હોય એની વર્તમાન જમાનો પણ સાક્ષી પૂરતો નથી. વળી ધર્મપ્રેમીઓએ એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે તેમનું મુખ્ય સાધ્ય અવ્યાબાધપદ એટલે મોક્ષજ છે. દેવેન્દ્ર અને નરેન્દ્રપણાની સ્થિતિ પણ તેઓને દુઃખરૂપ અને ભવભ્રમણ કરનારી લાગતી હોય છે, તો તે મોક્ષપદની પ્રાપ્તિ કોઈપણ કાળે ચારિત્રના આગમન સિવાય કે સર્વ બાહ્ય સંગતોના પચ્ચખ્ખાણ સિવાય મળવાનીજ નથી, અને તે ચારિત્રનું આચરણ દુનિયામાં કિંમતથી ન મળે તેવા અને આત્માની સાથે ઓતપ્રોત થએલા અને આ ભવના છેડા સુધી સ્થિર રહેનારા એવા શરીરના નિર્મમત્વભાવ અને અપ્રતિબંધભાવ સિવાય બની શકે તેવુંજ

નથી, તો પછી જે ધર્મપ્રેમી મનુષ્ય દુનિયામાંથી મેળવી શકાય એવા આત્માથી સર્વદા જુદા રહેવાવાળા એવા અને કેઇ વખત ન હોય તો આવે અને હોય તો પણ ચાલ્યું જાય એવા ધનનો પરમ સાધ્ય એવા મોક્ષપદના હેતુ તરીકે નિશ્ચિત થએલા એવા ક્ષેત્રોમાં વ્યય નહિ કરે તો તે ઉપર જણાવેલા સ્વરૂપવાળા શરીરના સમર્પણથી થતું ચારિત્ર અને તેનાથી થતી સાધ્યસિદ્ધિરૂપ જે મોક્ષપ્રાપ્તિ તે કેવી રીતે કરી શકશે! કલિકાલ-સર્વજ્ઞભગવાન્ હેમચંદ્રસૂરિજી તો જેઓ સાત ક્ષેત્રમાં પૂર્વે જણાવેલા સ્વરૂપવાળા ધનને ન વાપરે અને મોક્ષના સાધન તરીકે ગણાએલા અને માનેલા ચારિત્રની સ્પૃહા રાખે તેઓને એ સ્પૃહાની સફળતા ન થવાનું જણાવવા સાથે ચાહે જેવી ઋદ્ધિસમૃદ્ધિનો માલિક હોય તોપણ તેને વરાક એટલે ગરીબડા રાંકડાની ગણતરીમાંજ ગણે છે જુઓ :

य सप्तक्षेत्र्यामनित्यं च क्षेत्रेषु न वपेद् धनम्।
कथं वराकश्चारित्रं दुश्चरं स समाचरेत्॥

કંજુસને ચારિત્રની અયોગ્યતા.

આ ઉપરથી ધર્મપ્રેમી સર્વ સજ્જનોને આ વાત સ્પષ્ટપણે સમજાય તેમ છે કે પરમ સાધ્ય તરીકે માનેલા મોક્ષના કારણભૂત ચારિત્રના આચરણની સ્પૃહાવાળાએ સર્વથા હિંસાદિની વિરતિરૂપ ચારિત્ર જ્યાં સુધી ન મેળવાય, ત્યાંસુધી પોતાને મળતા ધનનો સાત ક્ષેત્રોમાં વ્યય કરવો જ જોઇએ. એટલે કે ચારિત્રપ્રાપ્તિની વખત સર્વથા સચિત્ત, અચિત્ત, સર્વ પરિગ્રહોનો જે મમત્વભાર તેના ત્યાગરૂપી ઇમારતનો પૂર્વે જણાવ્યા પ્રમાણે સાતક્ષેત્રમાં ધનવ્યય કરવો તેજ પાયો છે. વસ્તુ પણ તપાસતાં એમ માલમ પડશે કે જેને ક્ષેત્રોમાં ધન વાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોય છતાં ધન કે કુટુંબનું મમત્વ છોડી તેટલું ઔદાર્ય નહિ કરે તો તે મનુષ્ય સર્વથા મમત્વ છોડવારૂપ ચારિત્રમાં ક્યાંથી પ્રવેશ કરી શકશે! કેમ કે ક્ષેત્રમાં ધન વાવતી વખત આલંબન દ્વારાએ ધનની

મમતા છોડી વ્યય કરવાનો છે, ત્યારે ચારિત્રની વખત ધનને ગોઠવવાના સ્થાનનું આલંબન નહિ છતાં તે સર્વ ધનને વોસરાવી દેવાનું છે. વળી ક્ષેત્રમાં ધનનો વ્યય કરતી વખત પોતાની પાસે બીજું ધન રાખી માત્ર કેટલાક ધનનો વ્યય કરી મમતા છોડવાની છે, જ્યારે ચારિત્ર લેતી વખત કોઈપણ અંશે મમતા રાખ્યા વગર બધું ધન સર્વથા છોડવાનું છે. આવી સ્થિતિ હોવાથી દરેક ધર્મી મનુષ્ય પોતાના ધનનો વ્યય સાત ક્ષેત્રમાં પરમાર્થદૃષ્ટિથી કરે એ સ્વાભાવિકજ છે.

## દાનધર્મથી જ શ્રાવકપણું.

વળી ભગવાન્ હેમચંદ્રસૂરિજી વિગેરેએ શ્રાવકશબ્દના નિરૂક્ત અર્થને જણાવતાં પણ શ્રાવકશબ્દમાં રહેલા વકારનો અર્થ એજ જણાવ્યો છે કે હંમેશા સાતે ક્ષેત્રમાં ધનને વાપરવું તે શ્રાવકની જરૂરી ફરજ છે. અર્થાત્ વ્યવહારથી પણ શ્રાવકપણાને ધારણ કરનાર મનુષ્યની ફરજ છે કે પોતાને મળેલા ધનનો ઉપયોગ સાત ક્ષેત્રમાં કરવો જ જોઇએ. વળી ભગવાન્ હરિભદ્રસૂરિજી શ્રીપંચાશક શાસ્ત્રની અંદર સ્પષ્ટપણે જણાવે છે કે ધર્મપ્રેમી અને ભવભીરૂ જે મનુષ્ય હોય તે પોતાને પ્રાપ્ત થએલા ધન વિગેરેમાં જે ઉપયોગ ચૈત્યઆદિ ક્ષેત્રોમાં થાય તેનાથી અન્ય શ્રેષ્ઠ ઉપયોગ જગતમાં છે જ નહિ એવી ધારણાવાળો હોય, દર્શનશુદ્ધિ નામનો જે ગ્રંથ આચાર્યભગવાન્ શ્રીપદ્મનાભાચાર્યે કરેલો છે અને જેની ટીકા પણ ચંદ્રપ્રભાચાર્યે કરેલી છે, તે આખો ગ્રંથ માત્ર સાતે ક્ષેત્રના સ્વરૂપને અને તેમાં થતા ધનવ્યયના ફાયદાનેજ જણાવનારો છે.

## ભક્તિ અને અનુકંપાદાનથી મહાશ્રાવકપણું.

કલિકાલ-સર્વજ્ઞભગવાન્ હેમચંદ્રસૂરિજીએ તો સમ્યક્ત્વ ધારણ કરવા સાથે પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતોને ધારણ કરવાવાળો યાવત્ શ્રાવકની અગીઆર પ્રતિમાઓ પણ વહન કરી લે તો પણ તેને માત્ર શ્રાવક એટલે સામાન્ય શ્રાવકની કોટિમાં ગણ્યો

છે, અર્થાત્ જેને સાત ક્ષેત્રોમાં ભક્તિથી અને ગરીબોમાં દયાથી ધન વાપર્યું નથી એવો જે પ્રતિમાવહન સુધી પણ પહોંચેલો હોય તે પણ સામાન્ય શ્રાવક મનાય, પણ તેને મહાશ્રાવક ગણી શકાય નહિં. મહાશ્રાવક તો તેજ ગણી શકાય કે જે સમ્યક્ત્વમૂલ શ્રાવકોના બાર વ્રતોને પાળનારો હોય તોપણ એટલે શ્રાવકોની સર્વ પ્રતિમાવહન સુધી પહોંચ્યો હોય તોપણ ભક્તિભાવથી એટલે અંતઃકરણના ઉલ્લાસપૂર્વક શ્રી જિનેશ્વર ભગવાનનાં ચૈત્યો, ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની મૂર્તિઓ સુરાસુર અને નરેન્દ્રોથી પૂજ્ય એવા ભગવાન્ જિનેશ્વરોએ કહેલા અને લબ્ધિનિધાન એવા ગણધરમહારાજાઓએ ગૂંથેલા આગમો તેમજ ત્રૈલોકનાથ તીર્થંકર ભગવાનને નમસ્કાર કરવા યોગ્ય એવો આગમની આજ્ઞાધારક સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ એ સાત ક્ષેત્રોમાં અને દીન, હીન, દરિદ્ર, આંધળા, પાંગળા અર્થાત્ પોતાના જીવનનિર્વાહની કોઈપણ ક્રિયામાં સમર્થ નહિ એવા અત્યંત ગરીબ મનુષ્યને અંગે અનુકંપાબુદ્ધિથી ધનનો વ્યય કરે તેજ મહાશ્રાવક કહેવાય. આ ઉપરથી વાંચકવર્ગ સહેજે સમજી શકશે કે સમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્રની આરાધના કરવી એ શ્રાવકોનું જરૂરી કાર્ય છે, તેવી રીતેજ સાત ક્ષેત્રોમાં અને ગરીબોમાં અનુક્રમે ભક્તિબુદ્ધિ અને દયાબુદ્ધિથી ધન વાપરવું તે પણ શ્રાવકજનનું અવશ્ય કર્તવ્ય છે. આવી રીતે દાનરૂપી પ્રતિધર્મની ગૃહસ્થોને અંગે જરૂરીઆત તથા સાત ક્ષેત્રમાં ધન વાપરવાની આવશ્યકતા જણાવ્યા પછી ચાલુ ઉદ્યાપનના પ્રકરણને અંગે મહારાજા શ્રીપાળજીએ કરેલા ઉદ્યાપનનો પ્રસંગ જોઈ લઈએ તે ઘણું સારૂં ગણાશે.

## શ્રીઅરિહંતપદને આરાધવાની રીતિ.

આગળ જણાવી ગયા છીએ તેમ મુખ્યત્વે અરિહંતાદિકપદોની કે આરાધ્ય એવા જ્ઞાનાદિક ગુણોની આરાધના કરનારે સર્વ દિવસોમાં નહિ તો તપસ્યાના દિવસોએ તો ઘણા ઠાઠમાઠ અને આડંબરથી જિનેશ્વર મહારાજની ભક્તિ, ગુરુમહારાજની સેવા અને સાધર્મિકોની શુશ્રૂષા

સાથેજ આરાધના કરવી જોઈએ. આ વાત શ્રીપાળમહારાજની આરાધના સમજનારને નવાઈ ભરેલી લાગશે નહિ, કેમકે શ્રીપાળમહારાજે નવપદનું આરાધન કરતાં તપસ્યાની વખતેજ આ આરાધન કરેલું છેઃ-

तं सोऊणं अइगरुअभत्तिसत्तीहिं संजुओ राया ।
अरिहंताइपयाणं करेइ आराहणं एवं ॥११६९॥

नव चेईहरपडिमा जिन्नुद्धाराइविहिविहाणेणं ।
नाणाविहपूआहिं अरिहंताराहणं कुणई ॥११७०॥

(મયણાસુંદરીએ જ્યારે શ્રીપાળમહારાજાને વિસ્તારવાળી રાજ્યલક્ષ્મી મળેલી હોવાથી મનોરથ પ્રમાણે વિસ્તારથી નવપદની પૂજા કરવાનું કહ્યું)

તે સાંભળીને સ્પર્ધા કરવા લાયક એવી ભક્તિ અને શક્તિવાળો મહારાજા શ્રીપાળ શ્રીઅરિહંતાદિક પદોનું જે રીતે આરાધન કરે છે તે જણાવે છે. મહારાજા શ્રીપાળે આદ્ય એવા અરિહંતની આરાધના કરતાં અવ્યાબાધસુખના માર્ગને પ્રવર્તાવનાર અરિહંત ભગવાનના નવ ચૈત્યો એટલે દહેરાસરો નવાં બંધાવ્યાં, અત્યંત આહ્લાદ કરનારી અને આત્મદશાના આદર્શભૂત એવી જિનેશ્વર ભગવાનની નવ પ્રતિમાઓ ભરાવી અને જશ અને કીર્તિની ઈચ્છાની દખલ જેમાં ન રહે એવા પૂર્વના મહાપુરુષોએ કરાવેલા નવ ચૈત્યોના જીર્ણોદ્ધારો કરાવ્યા. (આદિશબ્દના ઉપલક્ષણથી નવ પ્રતિષ્ઠાઓ વિગેરે) વિધિ કરવાદ્વારાએ શ્રી અરિહંતપદની આરાધના કરી વળી ભગવાન્ જિનેશ્વરોની ઘણા ઠાઠમાઠ સાથે સ્નાત્રપૂજા, પંચપ્રકારીપૂજા, અષ્ટપ્રકારીપૂજા, સત્તરપ્રકારીપૂજા, એકવીસપ્રકારીપૂજા, ચોસઠપ્રકારીપૂજા, એકસો આઠ પ્રકારીપૂજા યાવત્ સર્વતોભદ્ર નામની પૂજા કરીને શ્રી અરિહંતપદનું આરાધન કર્યું. (વર્તમાનમાં ઉદ્યાપન કરનારાઓ અખંડ પુણ્યપ્રાગ્ભારની મૂર્તિરૂપ શ્રી અરિહંત ભગવાનની અરિહંતપદમાં આરાધના કરતા અનેક પ્રકારની પ્રચલિત પૂજાઓ તો ભણાવે છે, પણ નવાં મંદિરો, નવી મૂર્તિઓ, જીર્ણોદ્ધારો અને પ્રતિષ્ઠાદિક વિધાનોને કરવાનું ભૂલી જાય છે અગર તેની તરફ

દુર્લક્ષ કરે છે પણ તે ચૈત્યાદિક કરાવવા રૂપ કાર્યો તરફ ઉજમણું કરનારાઓએ દુર્લક્ષ કરવું તે કોઇ પણ પ્રકારે વ્યાજબી નથી તપસ્યાના દિવસોમાં જ્યારે શ્રીપાળ મહારાજ સરખા આરાધન કરનારાઓએ પણી વખત આવી રીતે કર્યું, તો પછી તપસ્યા સંપૂર્ણ થયે તપસ્યાના નામે ઉદ્યાપન કરનારાઓએ આ દહેરાસરો બંધાવવા આદિકની વિધિ ન સાચવવી તે કોઈપણ પ્રકારે શોભા ભરેલું નથી )

## શ્રીસિદ્ધપદને આરાધવાની રીત.

બીજા સિદ્ધપદનું આરાધન તપસ્યાના દિવસોમાં શ્રીપાળ મહારાજા શી રીતે કરે છે તે જોઈએ :-

सिद्धाणंवि पडिमाणं कारावणपूअणाइकरणमेहिं ।
तग्गयमणझाणेणं सिद्धपयाराहणं कुणइ ॥ ११७१ ॥

બીજા સિદ્ધપદના આરાધનની વખતે તે શ્રીપાળમહારાજાએ પ્રથમ અરિહંતપદનું આરાધન કર્યું તેવી રીતે શ્રી સિદ્ધભગવાનની પણ પ્રતિમાઓ ( મધ્યના મહણથી આદિ અને અંતનું પણ મહણ થાય છે એ ન્યાયે તેમજ અપિશબ્દ શાસ્ત્રકારે લીધેલો હોવાથી સિદ્ધમહારાજાના સ્વતંત્ર મંદિરો અને તેવા મંદિરોના જીર્ણોદ્ધારો તથા તેવા મંદિરોની પ્રતિષ્ઠા વિગેરે પણ લેવાં. ) કરાવવી તે પ્રતિમાઓની તથા પૂર્વમહાપુરુષોએ કરાવેલી શ્રીસિદ્ધમહારાજાની પ્રતિમાની અનેક પ્રકારે પૂજા કરવી તથા સિદ્ધિ પ્રાપ્ત થવાના સ્થાનકોએ કે અન્ય સ્થાનકોએ શ્રીસિદ્ધ ભગવાનને વંદનાદિક કરવાદ્વારાએ તે સિદ્ધભગવાનમાં એકાગ્રપણે ચિત્તથી જે ધ્યાન કરવું તે કરવાપૂર્વક સિદ્ધભગવાનનું આરાધન કર્યું હતું. ( અરિહંત ભગવાન્ શરીરવાળા હોવાથી તેમની પ્રતિમા બનાવાય અને તેની પૂજા વિગેરે થાય તે સ્વાભાવિક જ છે પણ સિદ્ધમહારાજા અરૂપી હોવાથી તેમની આકૃતિ હોતી જ નથી અને તેથી તેમની પ્રતિમા બનાવવાનો સંભવજ નથી, તો પછી આ જણાવેલી રિવતિએ

પ્રતિમાદ્વારાએ સિદ્ધોની આરાધના બને જ કેમ ? આવી શંકા થાય તો તેના સમાધાનમાં સમજવાનું કે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્ જન્મ પામે ત્યારથી વૃષભાદિક લાંછનવાળા હોય છે, અને તેથી તે તીર્થંકર ભગવાનોની મૂર્તિઓ વૃષભાદિક લાંછનવાળી હોય. અર્થાત્ જે મૂર્તિને વૃષભાદિક લાંછન હોય તે મૂર્તિ ભગવાન્ અરિહંતદેવની સમજવી, અને જે મૂર્તિ વીતરાગતાના ભાવને ધારણ કરવાવાળી છતાં વૃષભાદિક ચિહ્નવાળી ન હોય તેને સિદ્ધભગવાનની મૂર્તિ સમજવી. ત્રિલોકનાથ તીર્થંકરોની મૂર્તિઓ સમવસરણની અવસ્થાને ઉદ્દેશીને થતી નથી, કેમકે તેવી અવસ્થાને ઉદ્દેશીને જો અરિહંત ભગવાનોની મૂર્તિઓ પર્યંકાસન કે કાયોત્સર્ગ આસનની ન હોય, પણ સિંહાસન (ખુરસી ઉપર બેસવાના જેવા આસન)વાળી હોય, તેમજ સમવસરણની વખતે તીર્થંકર મહારાજાઓની યોગમુદ્રા હોવાથી તેમની મૂર્તિઓ પણ યોગમુદ્રાવાળીજ કરવી પડે, પણ ભગવાન્ અરિહંતોની મૂર્તિઓ તેઓશ્રીના છેલ્લા નિર્વાણકલ્યાણકને ઉદ્દેશીને થતી હોવાથી, વળી તેમનું તે સ્વરૂપ તત્ત્વદૃષ્ટિએ પરમ આરાધ્ય હોવાથી અને ભગવાન્ તીર્થંકરોના નિર્વાણકલ્યાણકો પર્યંકાસન અને કાયોત્સર્ગ આસનેજ થતાં હોવાથી ભગવાન્ જિનેશ્વરની મૂર્તિઓ પર્યંકાસન અને કાયોત્સર્ગ આસનેજ હોય છે, જ્યારે ભગવાન્ સિદ્ધમહારાજની મૂર્તિ સિદ્ધમહારાજાઓનું સિદ્ધદશા પામતી વખત એકપણ આસન નિયમિત હોય એવો નિયમ ન હોવાથી કોઈ પણ આસને સિદ્ધ ભગવાનની મૂર્તિ થઈ શકે, પણ વીતરાગતા સિવાય તો કોઈપણ જીવ સિદ્ધિપદને પામી શકતો નથી, માટે વીતરાગભાવનો કંઈક આકાર તો તેમાં પણ હોવો જોઈએ. બીજી એક વાત એ ધ્યાનમાં રાખવાની છે કે અરિહંતપદની આરાધના ધર્મને જો કે એકાગ્રપણે ધ્યાન કરવાદ્વારાએજ આરાધના કરવાની છે છતાં અરિહંતપદની આરાધનામાં તે વિશેષણ નહિ આપતાં અહીં સિદ્ધપદની આરાધનામાં એકાગ્રમનપણું કરવાનું જણાવ્યું છે તેનો અર્થ એજ હોઈ શકે કે અરિહંતપદને આરાધન કરવાનું કેમ જે કોઈનું [illegible] તો તે માત્ર ભગવાન્ અરિહંતોએ સિદ્ધદશાની

શાસનના સર્વ સત્તાધીશ આચાર્યભગવંતો ઉપાતજ હોય છે, અને તેથી ભગવાન્ જિનેશ્વરઆદિના જિનદ્યાતિના કાળમાં જેમ તેઓશ્રીની પ્રતિમા-દિદ્વારાએજ ઉપાસના કરી આરાધના થાય છે, અર્થાત્ જો અરિહંત ભગવંતોની મૂર્તિ માનવામાં ન આવે તો અરિહંતભગવંતોનું આરાધન, અરિહંત ભગવંતોની હાજરીના વખતમાંજ બને, અને તેથી તીર્થંકરનામ ગોત્ર ઉપાર્જન કરવાના કારણભૂત અરિહંતાદિ વીસ પદોનું આરાધન અરિહંત ભગવંતો વિચરતા હોય ત્યારેજ બને, પણ અરિહંત ભગવાનોનું વિચરવાપણું ન હોય ત્યારે ન તો વીસસ્થાનકની આરાધના થાય, અને તે વીસસ્થાનકનું આરાધન નહિ થવાથી કોઈ પણ જીવ તીર્થંકર ભગવાનની વિદ્યમાન દશા સિવાય તીર્થંકરપણું બાંધી શકે નહિ, અને એમ બનવું તે કોઈપણ પ્રકારે શાસ્ત્રકારોને ઇષ્ટ નથી, અને તેથી અરિહંત ભગવાનોનું આરાધન, તેમની વિદ્યમાન દશા હો કે નિર્વાણ દશા થઈ ગઇ હો તો પણ તેમની મૂર્તિદ્વારાએ બની શકે છે, અને તેથીજ ભાષ્યકાર મહારાજ શ્રીજિનેશ્વર મહારાજના વિરહે જિનબિંબની કરાતી સેવા, સફળતાવાળી છે એમ સ્પષ્ટ અક્ષરોમાં જણાવે છે, પરંતુ આચાર્યભગવંતોની વિદ્યમાન દશા સિવાયનું શાસનજ હોય નહિ એ વસ્તુ આગળથી સિદ્ધ હોવાથી આચાર્યભગવંતોની આરાધના સાક્ષાત્ આચાર્યભગવંતોની એટલે ભાવ

મહારાજ સાજા હોય ત્યારે ભક્તિ, બહુમાન અને વંદનનો વિધિ જાળવી જાય, અને આચાર્ય મહારાજની ગ્લાનદશા હોય ત્યારે વૈયાવૃત્ત્યાદિક કાર્યોમાં હાજર રહી સેવા પણ બજાવે, છતાં તેઓ આચાર્ય ભગવાનની શુશ્રૂષા એટલે જિનભગવાનની વાણીરૂપ દેશનાને સાંભળવા ભાગ્યશાળી ન થાય તો તે મનુષ્યો શાસ્ત્રના તત્વજ્ઞાનને પામવા પાપની પ્રવૃત્તિઓને રોકવા, બાંધેલા કર્મરૂપી કચરાને કાઢી નાખી ઉત્તરોત્તર ફળરૂપે પ્રાપ્ત થતો જે મોક્ષ તે મેળવવાને ભાગ્યશાળી થતા નથી, અને તેથી તેઓ આચાર્યપદના આરાધનનું મુખ્ય ફળ નિકટપણે મેળવવા ભાગ્યશાળી બનતા નથી, તેમ અહીં મહારાજા શ્રીપાળનું થતું નથી, પણ તેઓ તો ભક્તિ, બહુમાન અને વૈયાવૃત્યના ઉદ્યમની માફક આચાર્યભગવંતોની દેશના સાંભળવામાં તત્વગ્રાહીપણારૂપ પરમ શુશ્રૂષાના વિધાનમાં અત્યંત નિપુણતા ધારણ કરી આચાર્યપદનું આરાધન કરે છે.

## આચાર્યભગવંતની પ્રતિમા સંબંધી વિચાર.

આ સ્થાને એ સવાલ જરૂર થશે કે ગ્રંથકાર મહારાજે અવ્યાબાધ અકલંક ધર્મના દેશક ભગવાન્ અરિહંતોની, તેમજ સર્વકાળ, સર્વ બાધાએ મુક્ત અને સંપૂર્ણ જ્ઞાનાદિકે કરી, સર્વકાળ સંપૂર્ણ રહેવાવાળા. અર્થાત્ 'કાલો હિ સર્વનશકઃ' એ જગતના 'કાલ સર્વનું ભક્ષણ કરનાર છે' એવા નિયમનું નિમંત્રણ અનિયમિત કરી દેનારા ભગવાન્ સિદ્ધ-પરમાત્માનું આરાધન જણાવતાં તેઓની મૂર્તિ અને તેની ભક્તિ વિગેરે કરવા દ્વારાએ આરાધના જણાવી છે, તો પછી આ તીર્થંકર મહારાજના પ્રતિનિધિ અને શાસનના સત્તાધીશ એવા આચાર્ય મહારાજના પ્રતિનિધિ અને શાસનના સત્તાધીશ એવા આચાર્ય મહારાજની આરાધના તેમની પ્રતિમા અને પૂજનદ્વારાએ કેમ જણાવી નથી ? આવી શંકા થવાનો જો કે સંભવ છે, પણ તે અસ્થાને છે. પ્રથમ તો આચાર્યભગવંતોની વિદ્યમાનતા સિવાયનું જૈનશાસનજ માનવાની શાસ્ત્રકારો ના પાડે છે, એટલે કે જૈનશાસનમાં સર્વકાળે ભગવાન્ તીર્થંકરના પ્રતિનિધિ અને

શાસનના સર્વ સત્તાધીશ આચાર્યભગવંતો હયાતજ હોય છે, અને તેથી ભગવાન્ જિનેશ્વરઆદિના બિનહયાતિના કાળમાં જેમ તેઓશ્રીની પ્રતિમાદિકદ્વારાએજ ઉપાસના કરી આરાધના થાય છે, અર્થાત્ જો અરિહંત ભગવંતોની મૂર્તિ માનવામાં ન આવે તો અરિહંતભગવંતોનું આરાધન, અરિહંત ભગવંતોની હાજરીના વખતમાજ બને, અને તેથી તીર્થંકરનામ ગોત્ર ઉપાર્જન કરવાના કારણભૂત અરિહંતાદિ વીસ પદોનું આરાધન અરિહંત ભગવંતો વિચરતા હોય ત્યારેજ બને, પણ અરિહંત ભગવાનોનું વિચરવાપણું ન હોય ત્યારે ન તો વીસસ્થાનકની આરાધના થાય, અને તે વીસસ્થાનકનું આરાધન નહિ થવાથી કોઇ પણ જીવ તીર્થંકર ભગવાનની વિહરમાન દશા સિવાય તીર્થંકરપણું બાંધી શકે નહિ, અને એમ બનવું તે કોઈપણ પ્રકારે શાસ્ત્રકારોને ઇષ્ટ નથી, અને તેથી અરિહંત ભગવાનોનું આરાધન, તેમની વિહરમાન દશા હો કે નિર્વાણ દશા થઈ ગઇ હો તો પણ તેમની મૂર્તિદ્વારાએ બની શકે છે, અને તેથીજ ભાષ્યકાર મહારાજ શ્રીજિનેશ્વર મહારાજના વિરહે જિનબિંબની કરાતી સેવા, સફળતાવાળી છે એમ સ્પષ્ટ અક્ષરોમા જણાવે છે, પરંતુ આચાર્યભગવંતોની વિહરમાન દશા સિવાયનું શાસનજ હોય નહિ એ વસ્તુ આગળથી સિદ્ધ હોવાથી આચાર્યભગવંતોની આરાધના સાક્ષાત્ આચાર્યભગવંતોની એટલે ભાવ આચાર્યોની આરાધનાદ્વારાએજ જણાવી અને તેથી ભગવંત અરિહંતોની આરાધના તેમના વિરહને અંગે મૂર્તિદ્વારાએ અને ભગવાનન્ સિદ્ધમહારાજાઓની આરાધના અરૂપી દશા હોવાથી કેવળ સિદ્ધભગવાનની મૂર્તિદ્વારાએ જણાવી, પણ આચાર્ય ભગવંતોની આરાધના તેમની મૂર્તિદ્વારાએ જણાવી નથી, વળી એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે આચાર્ય મહારાજની હયાતિમાં અંશે પણ તેમનાં ભક્તિ-બહુમાન; વૈયાવચ્ચ અને શુશ્રૂષા નહિ કરવાવાળા છતાં 'મરી ઘોડીનું બહુમૂલ થાય' તેની માફક અમુક કાળ કરી ગયેલ આચાર્યના તેમની પ્રતિમાદિ સ્થાપના દ્વારાએ આચાર્યસ્થાપનાના ભક્ત બની વર્તમાન ભાવાચાર્યની ભક્તિથી બેનસીબ રહી તેમાં પોતે મગરૂખી માને છે, તેવો વખન —— ———

સ્થાપનાચાર્યનું સામ્રાજ્ય ફેલાવાનો વખત ન આવે તેને માટે પણ આચાર્યપદની આરાધના સાક્ષાત્ ભાવાચાર્યના ભક્તિ, બહુમાન આદિ દ્વારાએ જણાવી પણ સ્થાપનાચાર્ય એટલે આચાર્યની મૂર્તિ કે અન્ય સ્થાપના દ્વારાએ ભક્તિ, બહુમાનાદિ સાચવવાથી આચાર્યની આરાધના જણાવી નથી. વળી એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે જેમ વર્તમાનકાળમાં ભાવ-આચાર્ય, ઉપાધ્યાય, પદસ્થો કે પોતાના વડીલો વિદ્યમાન છતાં અને તેઓને તે તે પદને લાયક ગુણવાળા છે એમ માનવા છતાં સાધુ, સાધ્વીના સમુદાયોમાં ભિન્નભિન્ન સ્થાપનાચાર્ય રાખવાની પ્રવૃત્તિ હોવાથી રત્નાધિક એટલે પોતાથી પહેલી વડીદીક્ષાવાળા, ગુરુ-મહારાજા, પદસ્થો કે આચાર્યાદિકોની સમક્ષ કોઈપણ આવશ્યક પ્રતિ-લેખનાદિ નિત્યક્રિયા કરવાનું પણ કર્તવ્ય છે એમ માનવા તયાર થતું નથી, અને તે તે પ્રતિદિનક્રિયાઓ સાક્ષાત્ ભાવાચાર્યાદિ પાસે ન કરતાં માત્ર સ્થાપનાચાર્ય પાસે કરી સાધુ, સાધ્વી જેવા ઉત્તમ જીવોપણ પોતાને કૃતાર્થ માનવા તૈયાર થાય છે, તેવી અવિધિના અનુમોદન કરનારા શાસ્ત્રકારો બને નહિ અને સ્થાપનાચાર્યઆદિ દ્વારાએ ભાવાચાર્યાદિક પાસે થતી ભાવભીની ક્રિયાનો ભેદ થઇ જાય નહિ માટે પણ શાસ્ત્રકારે આચાર્યપદની આરાધના તેમની પ્રતિમા-દ્વારાએ ન જણાવી હોય તે સ્વાભાવિક છે. વળી એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે અરિહંત અને સિદ્ધમહારાજની આરાધના તેઓ અને તેઓની મૂર્તિદ્વારાએ શ્રીચતુર્વિધસકલસંઘે એક સરખી રીતે કરવાની છે, ત્યારે આચાર્યપદની તેમની સ્થાપનાદ્વારાએ આરાધના આવશ્યકઆદિ ક્રિયાદ્વારાએ શાસન સત્તાધીશ આચાર્યોએજ માત્ર કરવાની છે અને બાકીના શ્રી ચતુર્વિધ-સંઘે તો આચાર્યપદની આરાધના ભાવાચાર્ય પાસે જ પ્રતિક્રમણઆદિ ક્રિયા કરીને કરવાની છે, અર્થાત્ સકલઆચાર્ય પદના આરાધકોને આચાર્યની સ્થાપનાનો કે તેની આગળ પ્રતિક્રમણઆદિ ક્રિયા કરી તેમને આરાધવાનો માર્ગ જ શાસ્ત્રકારોને ઇષ્ટ નથી તો પછી બીજા આચાર્યપદના આરાધનમાં આચાર્ય ભગવંતોની મૂર્તિઆદિદ્વારાએ આરાધના જણાવે જ કેમ ?

## આચાર્યની સ્થાપનાનું જ ઈત્વરિકપણું હોય.

વળી એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે અરિહંત ભગવાન્ અને સિદ્ધપરમાત્માની સ્થાપના યાવત્ દ્રવ્યભાવિની એટલે જ્યાં સુધી તે મૂર્તિમાં તે તે મૂર્તિપણું રહે ત્યાંસુધી રાખવાની હોય છે, ત્યારે આચાર્ય ભગવંતોના વિરહે કથંચિત્ કરાતી આચાર્ય ભગવંતોની ઇતર લોકોદ્વારાએ સ્થાપના તે માત્ર ક્રિયાકાળ પૂરતી જ હોય છે. અર્થાત્ અરિહંત ભગવાન્ અને સિદ્ધપરમાત્માની આરાધના તેમની મૂર્તિદ્વારાએ વારંવાર થાપઉથાપવાળી રહેતી નથી, પણ ભાવાચાર્ય આદિકોની સ્થાપના દ્વારાએ થતી આરાધના વારંવાર થાપ-ઉથાપવાળી હોય છે. માટે પણ આચાર્યપદની આરાધનામાં તેમની મૂર્તિદ્વારાએ તેમની આરાધના જણાવી નથી.

## ભક્તિઆદિથી જ આરાધનાની યોગ્યતા.

વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે-જ્યારે શાસ્ત્રકાર મહારાજે આચાર્યાદિક પદોની મૂર્તિદ્વારાએ આરાધના ન જણાવી અને સાક્ષાત્ આચાર્ય એટલે ભાવાચાર્યોની આરાધના જણાવી તો પછી વર્તમાનકાળમાં જેઓ ભાવાચાર્યની આરાધનાથી વિમુખ રહે છે તેઓ માત્ર 'નમો આયરિયાણં' પદ ગણીને પોતે આચાર્યપદની આરાધના કરી એમ માને છે, અને તે માન્યતાથી કૃતાર્થ થાય છે તે કેવી ભારે ભૂલ કરે છે! જ્યારે શાસ્ત્રકાર મહારાજે આચાર્ય મહારાજની પ્રતિમાદ્વારાએ પણ આરાધના નથી જણાવી, પણ સાક્ષાત્ આચાર્યની જ ભક્તિ, બહુમાન આદિદ્વારાએ આરાધના જણાવી છે અને લોકો તે આચાર્યના પદમાત્રને નમસ્કાર કરી આચાર્ય-પદની આરાધનાનો સંતોષ માને છે તો પછી આચાર્યની પ્રતિમાદ્વારાએ આચાર્યની આરાધના જો આ શાસ્ત્રકારે જણાવી હોત તો તે વર્તમાન-કાળના ભક્તિ ભવે ભાવાચાર્યપદની આરાધના માટે ભાવાચાર્યના

ભક્તિ, બહુમાન અને વૈયાવચ્ચાદિ કરવાં તો દૂર રહ્યાં પણ વંદન કરવાને ભાવાચાર્યનો ભેટો પણ કરત નહિં અને પોપટ-અચરે અચરે રામ-કે રામકી મૂર્તિ પર વિષ્ટાનાં ઉખાણા ચરિતાર્થ જ કરત.

## આચાર્યની પ્રતિમાદ્વારા આરાધના કેમ નહિ?

વળી એ પણ વાત ધ્યાનમાં રાખવાની છે કે અરિહંત ને સિદ્ધપદની આરાધનામાં પ્રતિમા ભરાવવી, પૂજા કરવી, વંદન કરવું અને ધ્યાન કરવું એ વિધાન તરીકે જણાવ્યું છે, ત્યારે આચાર્યપદની આરાધનામાં પ્રતિમા કરાવવી પૂજા કરવી કે ધ્યાન કરવું વિગેરે શુશ્રૂષાના વિધાનો લીધેલાં નથી, તેજ સ્પષ્ટ કરે છે કે આચાર્યપદનું આરાધન કરનારાએ સાક્ષાત્ આચાર્યનું ભક્તિ, બહુમાન આદિ કરવું તેજ આરાધન ગણાય અર્થાત્ અરિહંત ને સિદ્ધપદની આરાધનામાં જેવી પ્રતિમાદ્વારાએ આરાધના કરવામાં સાધનતા ગણી આશાતના વર્જન માન્યું છે તેવી રીતે આચાર્યાદિક પદોમાં નથી માન્યું તેમાં એ પણ તત્વ હોય કે એક ક્ષેત્રમાં જેમ સર્વકાળે તીર્થંકરો હોતા નથી તેમ અનેક તીર્થંકરો પણ એકી કાળે હોતા નથી, પણ આચાર્યો સર્વદા નિયમિત હોય છે, અને એકેક ક્ષેત્રે અનેક ભાવાચાર્યો હોવાનો સંભવ છે. છતાં જો ઈતર ભાવાચાર્યોની અવજ્ઞા ન હોત તો કોઈપણ એક ભાવાચાર્યના ભક્તિ, બહુમાન આદિથી આચાર્યપદનું આરાધન થઈ શકે છે. એટલે કે આચાર્યના ગુણદ્વારાએ એકપણ ભાવાચાર્યનું આરાધન અઢીદ્વીપમાં રહેલા સકલ ભાવાચાર્યના આરાધનરૂપ છે, અને એકપણ ભાવાચાર્યની અવજ્ઞા કે અબહુમાન કરવાં તે સકલ જગતના ભાવાચાર્યની અવજ્ઞા અને અબહુમાન કરવા જેવાં નુકસાનકારક છે, અને તેથીજ શાસ્ત્રકારો કહે છે કે,-'એગંમિ પૂઇયંમિ સવ્વે તે પૂઇયા હોંતિ' અર્થાત્ એક ભાવાચાર્યની પૂજન કરવાથી સકળ જગતના ભાવાચાર્યોનું પૂજન થાય છે. અર્થાત્ ભાવાચાર્યના વંદન, બહુમાન આદિ દ્વારાએ સાક્ષાત્ સર્વ ભાવાચાર્યોના ભક્તિ, બહુમાન આદિનું ફળ પ્રાપ્ત કરી

શકાય છે, ત્યારે આચાર્યની પ્રતિમા હોય તો તે પ્રતિમાદ્વારાએ તો તે પ્રતિષ્ઠિત કરવામાં આવેલા આચાર્યનીજ મુખ્યતાએ આરાધના થાય છે, અને તેથીજ કોઈપણ ચૈત્યમાં મૂલનાયકજીરૂપ પ્રતિમાનું ચૈત્યવંદન કર્યા પછી, જે કિંચિં૦ કહીને બીજી પ્રતિમાઓનું વંદન કરવાનું જુદું સૂત્ર કહેવાનું રહે છે, અર્થાત્ પ્રતિમાદ્વારાએ થતી આરાધનાથી કેવળ તેજ પ્રતિમા ( નહિ કે તેમની પણ બીજી પ્રતિમા ) અને તેમાં પ્રતિષ્ઠિત થએલોજ ભાવનિક્ષેપો માત્ર આરાધ્ય થાય છે જ્યારે ભાવનિક્ષેપાના આરાધનથી સર્વ ભાવનિક્ષેપાનુ આરાધન થઇ જાય છે આવાજ કારણથી શક્રેંદ્ર મહારાજે વગ્ગુરિ નામના શ્રાવકને ભગવાન્ મલ્લીનાથજીની પ્રતિમાની પૂજા કરવા જતાં સાક્ષાત્ શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજા જે છદ્મસ્થપણામાં કાઉસગ્ગ ધ્યાને રહેલા હતા, તેમની ભક્તિ, બહુમાન, પૂજા કરવા પ્રેરણા કરી.

### સિદ્ધમહારાજ શ્રીમલ્લીનાથજીની પૂજા કરતાં છદ્મસ્થ ભગવાન્ મહાવીરની પૂજા કેમ?

આ ઉપરથી સમજી શકાશે કે જ્યારે કેવળજ્ઞાન પામી, તીર્થ પ્રવર્તાવી, મોક્ષને પામેલા એવા મલ્લીનાથ ભગવાનની પ્રતિમા કરતાં કેવળજ્ઞાન નહિ પામેલા, હજુ તીર્થ જેણે પ્રવર્તાવ્યું નથી, અને મોક્ષ મેળવ્યો નથી એવા શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજની અધિકતા જણાવી, તો પછી ભાવાચાર્યની પ્રતિમા કરતાં ખુદ ભાવાચાર્યની આરાધના અત્યંત અધિક હોય એ સ્વાભાવિકજ છે. શાસ્ત્રકાર મહારાજે આચાર્યપદના આરાધનના વિધાનમાં વંદનનો વિધિ પ્રથમ નહિ જણાવતાં પ્રથમ ભક્તિ અને બહુમાન જણાવ્યાં તેથી એમ સૂચિત થઇ શકે કે આરાધન કરનાર મનુષ્ય અરિહંત ભગવાન્ અને સિદ્ધમહારાજની પૂજાઆદિકની માફક આચાર્યભગવંતના ભક્તિ અને બહુમાન અત્યંત જરૂરી આદરવાં જોઇએ, અને એજ સૂચના જો વ્યાજબી ગણીએ તો એમ કહેવું જોઇએ કે ભક્તિ, બહુમાનનું કર્તવ્ય ભાવાચાર્યદ્વારાએજ બજાવી શકાય.

પ્રતિમા પધરાવી, તેમની બન્ને બાજુએ સર્વમાન્ય એવા આચાર્યોની પ્રતિમાઓ પધરાવી શાસનસ્તંભ એવા આચાર્ય મહારાજાઓની અવજ્ઞા કરવામાં પણ પાછી પાની કરતા નથી. વળી કેટલાક ગચ્છ અને મતના કદાગ્રહમાં એટલા બધા મસ્ત હોય છે કે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્ કે સિદ્ધ પરમાત્માની મૂર્તિ ભરાવવાનો ઉપદેશ જિંદગીમાં એક વખત પણ ન આપે, અને પોતાના ગચ્છ કે મતને વધારનાર કે થાપનાર ગુરુની મૂર્તિઓ દરેક ચોમાસે અને દરેક સ્થાને ભરાવવા અને પધરાવવા જ જાય. આ સર્વનું પરિણામ એ આવ્યું છે કે શાસ્ત્રાનુસારી શ્રદ્ધાવાળા શાસનપ્રેમીઓને તે વાત ઉત્સૂત્રની પ્રરૂપણા કરનારા અને ભગવાનના માર્ગને ઉઠાવનારાની પંચાતને લીધે શુદ્ધ દેવ અને શુદ્ધ ગુરુની પ્રતિમાઓની વંદનાઆદિક વિધિથી વંચિત રહેવું પડે છે. આ સ્થળે એ પણ ધ્યાન રાખવાનું છે કે જૈન માત્રને વંદના કરવા લાયક એવા ભગવાન્ જિનેશ્વરના મંદિરમાં તેવા ઉત્સૂત્રભાષીઓની મૂર્તિઓ કે પાદુકાઓ સ્થાપવામાં આવે તે પોતાના ગચ્છને વંદ્ય છતાં પણ ઘણા ગચ્છવાળાઓને અવંદનીય હોવાથી જિનેશ્વર ભગવાનના મંદિરમાં શુભ સંકલ્પનો નાશ થઈ અશુભ સંકલ્પનો પ્રસંગ લાવે છે.

## ફોટા અને ઓઈલપેઈંટીંગથી પંચેંદ્રિય હત્યાનો પ્રસંગ.

વળી આજકાલ તો ફોટા અને ઓઈલપેઈન્ટિંગોનો એટલો બધો આકરીઓ પ્રવાહ સાધુ અને શ્રાવકમાં પ્રવર્ત્યો છે કે કોઈપણ ચોમાસામાં કોઈપણ ઉપાશ્રયમાં સાધુઓ ચોમાસુ રહે ત્યારે એ ફોટાઓ અને ઓઈલ-પેઈન્ટિંગોનો જમાવ કર્યા સિવાય રહેતા નથી. તે ફોટાઓ અને ઓઈલ-પેઈન્ટિંગોને અંગે ખીસકોલી, ચકલી, કબૂતર વિગેરેના માળાઓ થઈ તેના અને તેના ઇંડાઓની વિરાધનાથી કેટલી પંચેંદ્રિય હત્યાઓ થાય છે, તેનો ખ્યાલ તે કદાગ્રહીઓ કે આમદગરતોને હોતો નથી. વળી ફોટાઓ અને ઓઈલપેઈન્ટિંગોના સ્થાન સ્થાન પર જમાવ થવાથી ઉપાશ્રય, ઉપાશ્રય તરીકે ન રહેતાં માત્ર ચિત્રશાળાઓ જ બની જાય છે, અને

## ઉપાધ્યાયપદનું આરાધન સ્થાનદાનથી કેમ ?

તેમાં પણ ગચ્છના સાધુઓનું પાલનપોષણનું મુખ્ય કામ ઉપાધ્યાય મહારાજનું જ હોય છે. તેને અનુસરીને તો ઘણી જગોપર શાસ્ત્રોમાં આચાર્યમહારાજોને ગણુ એટલે ગચ્છની તપ્તિ એટલે ચિંતાથી મુક્ત ગણવામાં આવે છે, એટલું જ નહિ પણ તે મહાનપિણથી મુક્તપણું આચાર્યનો ગુણ ગણાય છે. એ ઉપરથી ગણની ચિંતાનો ભાર ઉપાધ્યાયજી ઉપર હોય અને તેથીજ તેમના અધિકારમાં ભણનારને અંગે પણ સ્થાનાદિક આપવાથી ઉપાધ્યાયપદનું આરાધન ગણ્યું હોય. તે સ્વાભાવિક છે વળી ઉપાધ્યાયપદના શબ્દાર્થમાં ભણાવવાનો અર્થ આવતો હોવાથી ભણનાર અને ભણાવનાર બન્નેને સ્થાનાદિક આપવાથીજ ઉપાધ્યાયપદની આરાધના થાય એમ જો શાસ્ત્રકાર જણાવે છે તે સર્વથા યોગ્યજ છે ઉપાધ્યાય મહારાજને વાચના, પૃચ્છનાદિરૂપી સ્વાધ્યાય બારે અંગનો કરવાનો હોય છે, અને વાચના પૃચ્છનાદિ સ્વાધ્યાય તો ભણનારના સદ્ભાવે બની શકે, માટે ભણનારની ભક્તિદ્વારાએ ઉપાધ્યાયપદની આરાધના જણાવેલી છે કે અશન અને વસ્ત્રાદિકની પ્રાપ્તિ થયા છતાં પણ ઉપાશ્રય જો અસ્વાધ્યાય રહિત ન હોય કે સ્વાધ્યાયમાં વ્યાઘાત કરનારા લોકોથી ઘેરાએલો હોય તો તેમાં સ્વાધ્યાય કરી કે કરાવી શકતો નથી. અન્ન અને વસ્ત્રાદિકના દાનને દેવાવાળા સ્થાન સ્થાન મળે અને તે ગરીબો પણ દઈ શકે. પણ પૂર્વે જણાવેલા ગુણવાળા સ્થાનને દેનારા ઘણા ઓછાજ ભાગ્યશાળીઓ હોય, માટે શાસ્ત્રકારે પહેલાં સ્થાનપદ ઉપાશ્રયના દાનને માટે જણાવ્યું છે.

## આરાધના માટે અશન-વસ્ત્રાદિકનું દાન.

જો કે સ્થાન (ઉપાશ્રય) અનુકૂળ મળ્યા છતાં પણ ભણનાર અને ભણાવનાર બન્નેને અશન અને વસ્ત્રાદિકની જરૂરીઆત ઓછી રહેતી નથી કે મટી જતી નથી, માટે તે ભણનાર અને ભણાવનારને અશન

ચિત્રશાળામાં જગા પૂરાઈ જતાં નવા આવનારના નવા ફોટાદિકને અંગે ઘણી વખતે મૂળનું પરાવર્તન થાય છે અને તેમાં ઝગડાઓનું ઝાડ ખડું થાય છે એ વાત વાચકવર્ગની જાણ બહાર તો નથી જ, માટે વર્તમાન જમાનામાં તીર્થંકર ભગવાનના મંદિરમાં કે ઉપાશ્રયમાં તેવી ફોટાની કે ઓઈલપેઈન્ટિંગની અથવા મૂર્તિઓની ધમાલ ન કરતાં તે તરફ ભક્તિ ધરાવવાળાઓએ પોતાને ઘેરે કે અલગ સ્થાને તે પધરાવવી એજ શ્રેયઃકર માર્ગ છે.

## શ્રીઉપાધ્યાયપદની આરાધનાની રીતિ.

ચોથા ઉપાધ્યાયપદની આરાધના મહારાજા શ્રીપાળ કેવી રીતે કરે છે તે શાસ્ત્રકાર જણાવે છે–

ठाणासणवसणाई पढंतपाढंतयाण पूरंतो ।

दुविहभत्ति कुणंतो उवज्झायाराहणं कुणइ ॥२१७३॥

તે મહારાજા શ્રીપાળ આગમોને ભણનારા અને ભણાવનારાઓને સ્થાન (ઉપાશ્રય), આસન (સંથારીઆ વગેરે) અથવા ભોજન અને કપડાં વગેરે વસ્ત્રને પૂરતા તથા દ્રવ્ય અને ભાવ બંને પ્રકારની ભક્તિ કરતા ઉપાધ્યાયપદનું આરાધન કરતા હતા.

## આચાર્ય-ઉપાધ્યાયની એકતા.

વાચકવર્ગને સારી રીતે માલમ હશે કે આગમોના નિર્યુક્તિઆદિ અર્થોના અધ્યાપનનું કામ આચાર્ય ભગવંતોનું છે, અને સકલ આગમોના મૂલસૂત્રોનું અધ્યયન કરાવવાનું કામ ઉપાધ્યાય મહારાજાઓનું છે. જો કે સૂત્રકાર મહારાજા સ્થાનાંગઆદિની અંદર આચાર્ય અને ઉપાધ્યાય-પદનું અભેદપણું સૂત્રદ્વારાએ એક વ્યક્તિમાં પણ તે બે પદોનો સંભવ સૂચિત કરે છે, પણ તે ઘણા ઓછા ભાગે હોય, ઘણા ભાગે તે બંને પદને ધારવાવાળા બંને મહાપુરુષો જુદા હોય છે.

### ઉપાધ્યાયજીનું આરાધન સ્થાનદાનથી કેમ?

તેમાં પણ ગચ્છના સાધુઓનું પાલનપોષણનું મુખ્ય કામ ઉપાધ્યાય મહારાજનું જ હોય છે, તેને અનુસરીને તો ઘણી જગોપર શાસ્ત્રોમાં આચાર્યભગવંતોને ગણુ એટલે ગચ્છની તપ્તિ એટલે ચિંતાથી મુક્ત ગણવામાં આવે છે, એટલું જ નહિ પણ તે ગણતપ્તિથી મુક્તપણું આચાર્યનો ગુણ ગણાય છે. એ ઉપરથી ગણની ચિંતાનો ભાર ઉપાધ્યાયજી ઉપર હોય અને તેથીજ તેમના અધિકારમાં ભણનારને અંગે પણ સ્થાનાદિક આપવાથી ઉપાધ્યાયપદનું આરાધન ગણ્યું હોય. તે સ્વાભાવિક છે. વળી ઉપાધ્યાયપદના શબ્દાર્થમાં ભણાવવાનો અર્થ આવતો હોવાથી ભણનાર અને ભણાવનાર બન્નેને સ્થાનાદિક આપવાથીજ ઉપાધ્યાયપદની આરાધના થાય એમ જે શાસ્ત્રકાર જણાવે છે તે સર્વથા યોગ્યજ છે. ઉપાધ્યાય મહારાજને વાચના, પૃચ્છનાદિરૂપી સ્વાધ્યાય બારે અંગનો કરવાનો હોય છે, અને વાચના પૃચ્છનાદિ સ્વાધ્યાય તો ભણનારના સદ્‌ભાવે બની શકે, માટે ભણનારની ભક્તિદ્વારાએ ઉપાધ્યાયપદની આરાધના જણાવેલી છે કે અશન અને વસ્ત્રાદિકની પ્રાપ્તિ થયા છતાં પણ ઉપાશ્રય જો અસ્વાધ્યાય રહિત ન હોય કે સ્વાધ્યાયમાં વ્યાઘાત કરનારા લોકોથી હણાએલો હોય તો તેમાં સ્વાધ્યાય કરી કે કરાવી શકાતો નથી. અન્ન અને વસ્ત્રાદિકના દાનને દેવાવાળા સ્થાન સ્થાન મળે અને તે ગરીબો પણ દઈ શકે. પણ પૂર્વે જણાવેલા ગુણવાળા સ્થાનને દેનારા ઘણા ઓછાજ ભાગ્યશાળીઓ હોય, માટે શાસ્ત્રકારે પહેલાં સ્થાનપદ ઉપાશ્રયના દાનને માટે જણાવ્યું છે.

### આરાધના માટે અશન-વસ્ત્રાદિકનું દાન.

જો કે સ્થાન (ઉપાશ્રય) અનુકૂળ મળ્યા છતાં પણ ભણનાર અને ભણાવનાર બન્નેને અશન અને વસ્ત્રાદિકની જરૂરીઆત ઓછી રહેતી નથી કે મટી જતી નથી, માટે તે ભણનાર અને ભણાવનારને અશન

તથા વસ્ત્રાદિક આપવાં તે પણ ઉપાધ્યાયપદની આરાધના રૂપેજ જણાવ્યાં છે. વળી માર્ગના પરિશ્રમથી થાકેલા અને ગ્લાન એવા બે પ્રકારના સાધુઓને છોડીને બાકીના બધા સાધુઓને અશન અને વસ્ત્રાદિનું દાન દેવામાં જે ફળ થાય તેના કરતાં આગમ એટલે શાસ્ત્રોને ગ્રહણ કરનારા એટલે ભણનારાઓને જે અશન, વસ્ત્રાદિકનું દાન કરાય તેમાં અત્યંત ફળ છે એમ શાસ્ત્રકારો સ્થાન સ્થાન ઉપર જણાવે છે. આ ગાથામાં એક શબ્દ ખાસ ધ્યાન ખેંચનારો છે ને તે એક સ્થાન, અશન અને વસ્ત્રાદિકને દેનારા એમ નહિ કહેતાં પૂરનારા એમ જણાવ્યું છે. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે શ્રીપાળ મહારાજાએ ગામે-ગામ ઉપાશ્રયો કરેલા હોવા જોઇએ તથા ગામે ગામે, અને સ્થાને સ્થાને ભણનાર અને ભણાવનાર યોગ્ય અશન અને વસ્ત્રાદિને પામે તેવી સગવડ કરેલી હોવી જોઇએ.

## સ્થાનાશનવસ્ત્રાદિ પૂરવાનો પ્રભાવ.

વળી તે અશન અને વસ્ત્રાદિકને દેવામાં જરૂરીઆત ગણીને જ દેવું એમ શ્રીપાળ મહારાજાને અંશે પણ હતું નહિ, પરંતુ દેવું એજ જરૂરી છે એમ શ્રીપાળ મહારાજાના મનમાં હોવાથી શાસ્ત્રકારે તેમને અશનાદિના પૂરનાર કહ્યા. ધ્યાન રાખવાની જરૂર છે કે આરાધના કરનાર મનુષ્યે ગ્રાહકની ઇચ્છા કે જરૂરીઆતને ધ્યાનમાં નહિ લેતાં, પોતાને મળેલી વસ્તુનો આવી રીતે મહાપુરુષોને દાન દેવાદ્વારાએ જેટલો ઉપયોગ થાય તેટલોજ સફળ છે એમ માનનારોજ હોવો જોઇએ. જ્યાં-સુધી અંતઃકરણમાં સંપૂર્ણ ઉદારતાને સ્થાન મળ્યું નથી, અને પાત્રના કરતાં અધિક દેવાની પ્રવૃત્તિ જાગી નથી, ત્યાં સુધી આત્માની આરાધકતા થવી અસંભવિત નહિ તો દુઃસંભવિત તો જરૂરજ છે. વાચકોને યાદ હશે કે દાનને અંગે થએલી સંકુચિત દૃષ્ટિથીજ મમ્મણ શેઠને મહારાજા શ્રેણિક કરતાં પણ ઘણી મોટી ઋદ્ધિ મળ્યા છતાં તે ઋદ્ધિ મમ્મણશેઠના ઉપભોગમાં આવીજ નહિ અને તે મમ્મણશેઠ માત્ર ભંડારના પહેરે-

ગીરની માફક ઋદ્ધિનો સંચયકાર હોવા સાથે રક્ષક રહી તેજ ઋદ્ધિના મમત્વને લીધે દુર્ગતિ પામ્યો. અર્થાત્ સંકુચિતદષ્ટિએ દેવાતું દાન આરાધકપણામાં ઉપયોગી થતું નથી એટલું જ નહિં પરંતુ ભવાંતરે પણ તે સંકુચિતદષ્ટિથી દીધેલા દાનના ફળ તરીકે ઋદ્ધિ મળે છે, પણ તેનો ભોગ બનો નથી અને તે દુર્ગતિ આપનારી થઈ પાપ ઋદ્ધિ તરીકેજ પરમેશ્વરશાસનમાં પંકાય છે. પુણ્યઋદ્ધિ તરીકે તો તેજ ભાગ્યશાળીઓની ઋદ્ધિ ગણાય કે જેઓ સંકોચ વગર દાન દેવાવાળા હોય અને તેવા દાનના ફળ તરીકે બીજા ભવમાં અઢળક ઋદ્ધિ સમૃદ્ધિ મળે અને તેનો પોતાના કુટુંબ કે શરીરમાં જે ઉપયોગ થાય તેને નિરર્થક ગણી ધર્મસ્થાનમાં દાનાદિદ્વારાએ તેનો થતો ઉપયોગજ સફળ છે એમ ગણવામાં આવે તો તેવા મનુષ્યોની ઋદ્ધિ તે પુણ્યઋદ્ધિ કહી શકાય અને આરાધક મનુષ્યને તેવી પુણ્યઋદ્ધિ જરૂર પ્રાપ્ત થાય છે, માટે શ્રીપાળ મહારાજાએ આરાધના કરી તેમાં શાસ્ત્રકારે 'પૂરંતો' એટલે પૂરનાર એવો શબ્દ વાપરેલો છે, કેટલાક ફક્ત જ્ઞાન તરફજ રુચિ ધરાવનારા હોઈ ભણનાર અને ભણાવનારને માત્ર સ્થાન, ભોજન અને વસ્ત્રાદિકનું જ દાન દેવાની બુદ્ધિ ધારણ કરી આરાધના કરવા માગે છે, પણ મહારાજા શ્રીપાળની સ્થિતિ તેવી નથી, કિન્તુ તેઓ તો સ્થાન અશન અને વસ્ત્રાદિ સિવાયની પણ દ્રવ્ય અને ભાવથી ભક્તિ કરીને ઉપાધ્યાયપદનું આરાધન કરતા હતા. (આ સ્થળે પણ ઉપાધ્યાયની પ્રતિમા નથી જણાવી તેને અંગે આચાર્ય-પદમાં જણાવેલી પ્રતિમાની હકીકતને ધ્યાનમાં લેવાની જરૂર છે)

### શ્રીસાધુપદને આરાધન કરવાની રીત.

પાંચમા સાધુપદની આરાધના મહારાજા શ્રીપાળે કેવી રીતે કરી તે જણાવે છેઃ—

> अभिगमणवंदणनमंसणेहिं असणाइवसहिदाणेहिं ।
> वेयावच्चाईहिं अ साहुपयाराहणं कुणई ॥११७४॥

ગુણોની આરાધના થાય છે એમ માની પંચ પરમેષ્ઠી મહામંત્રની આરાધનામાંજ પોતાનું ઓતપ્રોતપણું કરેલું છે.

## ગુણીની આરાધનાની મુખ્યતા કેમ? ગુણીની આરાધનાથી ગુણની આરાધના ને વિરાધનાથી વિરાધના કેમ?

આવી રીતે ગુણીદ્વારાએ ગુણોની આરાધના જો કે થઇ શકે છે અને તેજ પ્રમાણે શાસનસેવકો પ્રવૃત્તિ કરે છે, તો પણ તેમાં ઉદ્દેશ્ય અને શબ્દો ગુણીને કહેનારા હોવાથી તે ગુણીઓ સાક્ષાત વાચ્ય થઇ મુખ્યપદે આરાધ્ય ગણાય, અને ગુણોની આરાધના સાક્ષાત્ ઉદ્દેશ્ય અને શબ્દથી વાચ્યપણામાં ન હોઇ ગૌણપણેજ ગણાય, માટે જેમ પંચ-પરમેષ્ઠીસ્તવ વિગેરેમાં ગુણીની મુખ્યતાએ ગુણોની આરાધના કરાય છે તેમ નવપદના સમ્યગ્દર્શનાદિ પદોમાં ગુણોની મુખ્યતાદ્વારાએ ગુણીની ગૌણુતા કરીને આરાધના કરાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી, જો કે ગુણો ગુણી સિવાય ભિન્ન કે અન્યત્ર હોય જ નહિ. અને તેથીજ ગુણીઓની વિરાધનામાં જ ગુણોની વિરાધના, અને ગુણીઓની આરાધનામાંજ ગુણોની આરાધના ગણેલી છે, અને તેથીજ જિનેશ્વર ભગવાન્ આદિની ભક્તિ કરનારાઓને કેવળજ્ઞાન પ્રાપ્તિ આદિ ફળો અને વિરાધના કરનારને દુર્લભબોધિપણું આદિ દૂષણો થવાનું શાસ્ત્રકારો સ્થાન સ્થાન પર જણાવે છે, અને તેથી જ કુળ, ગણ અને સંઘના પ્રત્યનીકોને દુર્લભબોધિ અને અનંત સંસારી થવાનું શાસ્ત્રકારોએ જણાવ્યું છે, એટલું જ નહિ પણ સમગ્ર ગુણોને ગુણરૂપ માનવાવાળા છતાં પણ ગુણવાળા એવા એક પણ સુદેવને કુદેવ તરીકે માને કે સુગુરુને કુગુરુ તરીકે માને, તો ગાઢ મિથ્યાત્વ જણાવવામાં આવે છે એટલે સર્વ ગુણોના થતા આદરનું ફળ એકજ ગુણીના અનાદર કે અવજ્ઞા ભાવને લીધે નાશ પામી, સંસારની વૃદ્ધિ થવાનો પ્રસંગ આવે છે, અને તેથી જ સર્વ ગુણોને અને ત્રેવીસ તીર્થંકરોને માનવાવાળો એવો ગોશાલો ફક્ત ભગવાન્ મહાવીર મહારાજરૂપી એકજ ગુણી-વ્યક્તિની વિરાધના કરવાથી અનંત સંસારને ઉપાર્જન

કરનાર થયો, માટે ગુણોની આરાધના કરવાની ઇચ્છાવાળા જીવોને એક પણ ગુણીનો અનાદર કરવો કે અવજ્ઞા કરવી પાલવેજ નહિ, અને આજ કારણથી પંચ પરમેષ્ઠીની અંદર ગુણીઓની આરાધનાનો જ ઉદ્દેશ રાખવામાં આવેલો છે, પણ ગુણીઓની આરાધના કરનાર મનુષ્યે તે ગુણીઓના ગુણોનું બહુમાન અંતઃકરણમાં ઓતપ્રોત કરવું જ જોઈએ, તેજ માટે શ્રી સિદ્ધચક્ર એટલે શ્રી નવપદજીમાં અરિહંત મહારાજાઆદિ ગુણીઓની માફક સ્પષ્ટપણે સમ્યગ્દર્શનાદિ ગુણોનું આરાધન જુદું જણાવેલું છે. ગુણીઓનું દર્શન તથા જ્ઞાન પહેલાં થતાં હોવાથી અને ગુણોનું દર્શન અને જ્ઞાન પછી થતાં હોવાથી શ્રી સિદ્ધચક્ર એટલે નવપદજીમાં પહેલાં અરિહંત વિગેરેનાં પાંચ પદો કે જેમાં પહેલાં બે દેવતત્વની અપેક્ષાના પદો છે, અને આચાર્યાદિ ત્રણ પદો ગુરુતત્વની અપેક્ષાવાળાં છે એમનું આરાધન જણાવી, પછી સમ્યગ્દર્શનાદિ રૂપ ધર્મ કે જે અરિહંતાદિમાં સંપૂર્ણપણે રહેલો છે અને તેથીજ તે અરિહંતાદિકની આરાધનાથી ગુણની આરાધના, ધર્મીની આરાધનાથી ધર્મની આરાધનાની માફક થઈ જાય છે, છતાં સમ્યગ્દર્શનાદિની મુખ્યતા રાખી, તે સમ્યગ્દર્શનાદિ રૂપી ગુણો કહો કે ધર્મો કહો, તેમનું આરાધન કરવા માટે ચાર પદો રાખેલાં છે અને તેની ઓળીના છેલ્લા ચાર દિવસોમાં આરાધન કરવામાં આવે છે.

### ગુણીઓની આરાધનામાં શક્યતા, પણ ગુણોની આરાધનામાં અશક્યતા (ગુણીઓનીજ પર્યુપાસના).

અરિહંતાદિક પાંચે ગુણીપદો એટલે દેવ અને ગુરુના તત્વને આરાધવાનાં પદો છે, ત્યારે સમ્યગ્દર્શનાદિ ચાર ગુણપદો એટલે ધર્મના સ્વરૂપે રહેવાવાળાં એ પદો છે, એકંદર નવપદમાં પાંચ પદો દેવ અને ગુરુરૂપી ગુણીઓને આરાધવા માટે છે, જ્યારે સમ્યગ્દર્શનાદિ ચાર એ ધર્મરૂપી ગુણને આરાધન કરવા માટે છે, હવે આ વાત તો દરેકના ધ્યાનમાં છે કે ગુણીનું પ્રત્યક્ષ એટલું બધું ઉપયોગી નીવડે છે કે સ્વતંત્ર રીતે, તેનું ગ્રહણ, તેનો ત્યાગ તેને વંદન, તેને નમસ્કાર, તેની

## તીર્થયાત્રાની વાર્ષિક કર્તવ્યતા.

શ્રી શ્રાદ્ધવિધિ વિગેરે શાસ્ત્રકારોએ શ્રાવકોના વાર્ષિક કાર્યોને જણાવતાં જે ત્રણ યાત્રાઓ જરૂર કરવાની જણાવી છે, તેમાં આ સ્થાવરતીર્થની યાત્રા એ પણ યાત્રા કરવાનું જરૂરી કાર્ય છે એમ જણાવ્યું છે, અને શ્રીપાળચરિત્રને કરનારા શ્રીમાન્ રત્નશેખરસૂરિજી પણ શ્રીપાળ મહારાજે કરેલી દર્શનપદની આરાધના જણાવતાં. સારા તીર્થોની યાત્રા કરવાદ્વારાએ દર્શનપદનું આરાધન શ્રી શ્રીપાળ મહારાજે કર્યું એમ સ્પષ્ટ રીતે જણાવે છે. આ તીર્થયાત્રા સંબંધી વિશેષ હકીકત શ્રીસિદ્ધચક્ર પાક્ષિક (વર્ષ ૬થી ૧૦ના અંકો)માં આવી ગએલી છે, તેથી તે ઉપરથી તે વાંચી વિચારી લેવા ભલામણ કરવી યોગ્ય ગણીએ છીએ.

## દર્શનપદની આરાધનામાં શ્રીસંઘપૂજાનો ફાળો.

ઉત્પત્તિ કરનાર ભૂમિ જો કોઈપણ હોય તો તે શ્રીસંઘજ છે, અને અરિહંત ભગવાનાદિ ઉચ્ચતરપદો મેળવવાના કર્મો ને સાધનો આ શ્રીસંઘના પ્રતાપથી જ મળી શકે છે. આ પ્રમાણે શ્રીસંઘનો મહિમા શાસ્ત્રકારોએ જણાવેલો તથા જગતમાં સર્વકાળ પ્રવર્તેલો હોવાથી શ્રીસંઘની ઉત્તમોત્તમતામાં બે મત હોય નહિ એ સ્વાભાવિક છે, પણ હીરા, મણિ, મોતી વિગેરેની ઉત્તમતા તેના તેજ વિગેરેને આભારી હોય છે, તેવી રીતે આ શ્રીસંઘની ઉત્તમતા સંસારસમુદ્રથી પાર ઉતરવાનાં સાધનો ઉભાં કરવાં, સાચવવાં, વૃદ્ધિ કરવી અને બીજાઓ તેનો સંસારસમુદ્રથી તરવા માટે ઉપયોગ કરે તેવા સતત પ્રયત્નો કરવા તેમાંજ રહેલી છે, પણ જેમ તે હીરા વિગેરેના તેજઆદિનો અગ્નિ આદિકના સંયોગે નાશ થયો હોય તો તે હીરા વિગેરેને કોલસા અને રાખોડાની સ્થિતિમાં જવું પડે છે, તેવી રીતે શ્રીસંઘ પણ જો સંસારસમુદ્રથી તરવાનાં સાધનોથી બેદરકાર રહે તેનો બગાડો કરે તેનો લાભ થવા દે નહિ, લાભ થતો હોય તેમાં અંતરાય કરે, ભવિષ્યમાં પણ લાભ ન થાય તેવા પ્રતિબંધો કરે, યાવત્ ધર્મવિરોધી અને જૈનકોમની જડમાં ઘા કરવા તૈયાર થએલાઓના સાથમાં ભળે તો તેવાઓને ભગવાન્ હરિભદ્રસૂરિજી વિગેરે જે ભયંકર સર્પ, હાડકાંનો ઢગલો વિગેરે ઉપનામો આપે છે, તેવા ઉપનામો આપવાની ફરજ પડે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. ભયંકર સર્પાદિકના ઉપનામો શાસ્ત્રનિરપેક્ષપણે વર્તનાર અને સંસારસમુદ્રથી તરવાનાં સાધનોનું દુર્લભપણું કરનાર વર્ગને જ આપવામાં આવે તે સાંભળી સંસારસમુદ્રથી તરવાનાં સાધનોને સંભાળનાર, ઉત્પન્ન કરનાર, વધારનાર અને મદદ કરનાર શ્રીસંઘને તો એક અંશે પણ તે ઉપનામો પોતાને લાગ્યાં છે એમ ધારવાની ભૂલ કરવી નહિ.

## પૂર્વધર ભગવાનોએ વર્ણવેલ શ્રીસંઘ.

આ શ્રીસંઘ પૂર્વધરોને પણ અસંત સ્તુતિપાત્ર હોવાથી આચાર્ય ભગવાન્ દેવવાચક ગણિજીએ શ્રીનંદીસૂત્રમા આ શ્રીસંઘને પદ્મ, રથ, ચક્ર,

## તીર્થયાત્રાની વાર્ષિક કર્તવ્યતા.

શ્રી શ્રાદ્ધવિધિ વિગેરે શાસ્ત્રકારોએ શ્રાવકોના વાર્ષિક કાર્યોને જણાવતાં જે ત્રણ યાત્રાઓ જરૂર કરવાની જણાવી છે, તેમાં આ સ્થાવરતીર્થની યાત્રા એ પણ યાત્રા કરવાનું જરૂરી કાર્ય છે એમ જણાવ્યું છે, અને શ્રીપાળચરિત્રને કરનારા શ્રીમાન્ રત્નશેખરસૂરિજી પણ શ્રીપાળ મહારાજે કરેલી દર્શનપદની આરાધના જણાવતાં સારા તીર્થોની યાત્રા કરવાદ્વારાએ દર્શનપદનું આરાધન શ્રી શ્રીપાળ મહારાજે કર્યું એમ સ્પષ્ટ રીતે જણાવે છે. આ તીર્થયાત્રા સંબંધી વિશેષ હકીકત શ્રીસિદ્ધચક્ર પાક્ષિક (વર્ષ ૬થી ૧૦ના અંકો)માં આવી ગએલી છે, તેથી તે ઉપરથી તે વાંચી વિચારી લેવા ભલામણ કરવી યોગ્ય ગણીએ છીએ.

## દર્શનપદની આરાધનામાં શ્રીસંઘપૂજાનો ફાળો.

રથયાત્રા અને તીર્થયાત્રા દ્વારાએ શાસનની પ્રભાવના અને સમ્યક્ત્વની ઉત્પત્તિ તથા દૃઢતા કરીને જેવી રીતે દર્શનપદની આરાધના શ્રીશ્રીપાળ મહારાજે કરી તેવીજ રીતે શ્રીસંઘપૂજાદ્વારાએ દર્શનપદની આરાધના કરે છે, ધ્યાનમાં રાખવાની જરૂર છે કે જેવી રીતે અરિહંત મહારાજા અને સિદ્ધ પરમાત્મા વિગેરે પરમેષ્ઠીઓ શાસ્ત્રકારની દૃષ્ટિએ પૂજાનું સ્થાન છે એમ જણાવાય છે, તેવીજ રીતે શ્રીસંઘ પણ પૂજાનું સ્થાન છે એમ સ્પષ્ટપણે શ્રીરત્નશેખરસૂરિજી જણાવે છે. વિશેષમાં એ વાત ખ્યાલમાં રાખવાની છે કે અરિહંત ભગવાન્ વિગેરે જ્યારે સંસારસમુદ્રથી તરવાને માટે તૈયાર થએલા જીવોનેજ જ્યારે પૂજાનું સ્થાન છે ત્યારે શ્રીસંઘરૂપ સંસારસમુદ્રથી તરવાનું સાધન તો સંસારસમુદ્રથી પાર ઉતરેલા ભગવાન્ શ્રીજિનેશ્વરદેવોને પણ નમસ્કારરૂપ પૂજાનું સ્થાન છે.

## આજ્ઞાનુસારી હોય તે શ્રીસંઘની પૂજ્યતા.

શ્રીસંઘની પૂજા સંબંધી મહત્તાનું વાસ્તવિકપણું જણાવતાં શાસ્ત્રકારો સ્પષ્ટ કરે છે કે–સકલ જગતમાં પૂજ્ય એવા પંચપરમેષ્ઠીની માફ

ઉત્પત્તિ કરનાર ભૂમિ જો કોઈપણ હોય તો તે શ્રીસંઘજ છે, અને અરિહંત ભગવાનાદિ ઉચ્ચતરપદો મેળવવાના કર્મો ને સાધનો આ શ્રીસંઘના પ્રતાપથી જ મળી શકે છે. આ પ્રમાણે શ્રીસંઘનો મહિમા શાસ્ત્રકારોએ જણાવેલો તથા જગતમાં સર્વકાળ પ્રવર્તેલો હોવાથી શ્રીસંઘની ઉત્તમોત્તમતામાં બે મત હોય નહિ એ સ્વાભાવિક છે, પણ હીરા, મણિ, મોતી વિગેરેની ઉત્તમતા તેના તેજ વિગેરેને આધારી હોય છે, તેવી રીતે આ શ્રીસંઘની ઉત્તમતા સંસારસમુદ્રથી પાર ઉતરવાનાં સાધનો ઉભાં કરવાં, સાચવવાં, વૃદ્ધિ કરવી અને બીજાઓ તેનો સંસારસમુદ્રથી તરવા માટે ઉપયોગ કરે તેવા સતત પ્રયત્નો કરવા તેમાંજ રહેલી છે, પણ જેમ તે હીરા વિગેરેના તેજઆદિનો અગ્નિ આદિકના સંયોગે નાશ થયો હોય તો તે હીરા વિગેરેને કોલસા અને રાખોડાની સ્થિતિમાં જવું પડે છે, તેવી રીતે શ્રીસંઘ પણ જો સંસારસમુદ્રથી તરવાનાં સાધનોથી બેદરકાર રહે તેનો બગાડો કરે તેનો લાભ થવા દે નહિ, લાભ થતો હોય તેમાં અંતરાય કરે, ભવિષ્યમાં પણ લાભ ન થાય તેવા પ્રતિબંધો કરે, યાવત્ ધર્મવિરોધી અને જૈનકોમની જડમાં ઘા કરવા તૈયાર થએલાઓના સાથમાં ભળે તો તેવાઓને ભગવાન્ હરિભદ્રસૂરિજી વિગેરે જે ભયંકર સર્પ, હાડકાંનો ઢગલો વિગેરે ઉપનામો આપે છે, તેવા ઉપનામો આપવાની ફરજ પડે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. ભયંકર સર્પાદિકના ઉપનામો શાસ્ત્રનિરપેક્ષપણે વર્તનાર અને સંસારસમુદ્રથી તરવાનાં સાધનોનું દુર્લભપણું કરનાર વર્ગનેજ આપવામાં આવે તે સાંભળી સંસારસમુદ્રથી તરવાનાં સાધનોને સંભાળનાર, ઉત્પન્ન કરનાર, વધારનાર અને મદદ કરનાર શ્રીસંઘને તો એક અંશે પણ તે ઉપનામો પોતાને લાગ્યાં છે એમ ધારવાની ભૂલ કરવી નહિ.

## પૂર્વધર ભગવાનોએ વર્ણવેલ શ્રીસંઘ.

આ શ્રીસંઘ પૂર્વધરોને પણ અત્યંત સ્તુતિપાત્ર હોવાથી આચાર્ય ભગવાન્ દેવવાચક ગણિજીએ શ્રીનંદીસૂત્રમાં આ શ્રીસંઘને પદ્મ, રથ, ચક્ર,

## તીર્થયાત્રાની વાર્ષિક કર્તવ્યતા.

શ્રી શ્રાદ્ધવિધિ વિગેરે શાસ્ત્રકારોએ શ્રાવકોના વાર્ષિક કાર્યોને જણાવતાં જે ત્રણ યાત્રાઓ જરૂર કરવાની જણાવી છે, તેમાં આ સ્થાવરતીર્થની યાત્રા એ પણ યાત્રા કરવાનું જરૂરી કાર્ય છે એમ જણાવ્યું છે, અને શ્રીપાળચરિત્રને કરનારા શ્રીમાન્ રત્નશેખરસૂરિજી પણ શ્રીપાળ મહારાજે કરેલી દર્શનપદની આરાધના જણાવતાં સારા તીર્થોની યાત્રા કરવાદ્વારાએ દર્શનપદનું આરાધન શ્રી શ્રીપાળ મહારાજે કર્યું એમ સ્પષ્ટ રીતે જણાવે છે. આ તીર્થયાત્રા સંબંધી વિશેષ હકીકત શ્રીસિદ્ધચક્ર પાક્ષિક (વર્ષ ૬થી ૧૦ના અંકો)માં આવી ગએલી છે, તેથી તે ઉપરથી તે વાંચી વિચારી લેવા ભલામણ કરવી યોગ્ય ગણીએ છીએ.

## દર્શનપદની આરાધનામાં શ્રીસંઘપૂજાનો ફાળો.

રથયાત્રા અને તીર્થયાત્રા દ્વારાએ શાસનની પ્રભાવના અને સમ્યક્ત્વની ઉત્પત્તિ તથા દૃઢતા કરીને જેવી રીતે દર્શનપદની આરાધના શ્રીશ્રીપાળ મહારાજે કરી તેવીજ રીતે શ્રીસંઘપૂજાદ્વારાએ દર્શનપદની આરાધના કરે છે, ધ્યાનમાં રાખવાની જરૂર છે કે જેવી રીતે અરિહંત મહારાજા અને સિદ્ધ પરમાત્મા વિગેરે પરમેષ્ઠીઓ શાસ્ત્રકારની દૃષ્ટિએ પૂજાનું સ્થાન છે એમ જણાવાય છે, તેવીજ રીતે શ્રીસંઘ પણ પૂજાનું સ્થાન છે એમ સ્પષ્ટપણે શ્રીરત્નશેખરસૂરિજી જણાવે છે. વિશેષમાં એ વાત ખ્યાલમાં રાખવાની છે કે અરિહંત ભગવાન્ વિગેરે જ્યારે સંસારસમુદ્રથી તરવાને માટે તૈયાર થએલા જીવોનેજ જ્યારે પૂજાનું સ્થાન છે ત્યારે શ્રીસંઘરૂપ સંસારસમુદ્રથી તરવાનું સાધન તો સંસારસમુદ્રથી પાર ઉતરેલા ભગવાન્ શ્રીજિનેશ્વરદેવને પણ નમસ્કારરૂપ પૂજાનું સ્થાન છે.

## આજ્ઞાનુસારી હોય તે શ્રીસંઘની પૂજ્યતા.

શ્રીસંઘની પૂજા સંબંધી મહત્તાનું વાસ્તવિકપણું જણાવતાં શાસ્ત્રકારો સ્પષ્ટ કહે છે કે-સકલ જગતમાં પૂજ્ય એવા પંચપરમેષ્ઠિની પણ

ઉત્પત્તિ કરનાર ભૂમિ જો કોઈપણ હોય તો તે શ્રીસંઘજ છે, અને અરિહંત ભગવાનાદિ ઉચ્ચતરપદો મેળવવાના કર્મો ને સાધનો આ શ્રીસંઘના પ્રતાપથી જ મળી શકે છે. આ પ્રમાણે શ્રીસંઘનો મહિમા શાસ્ત્રકારોએ જણાવેલો તથા જગતમાં સર્વકાળ પ્રવર્તેલો હોવાથી શ્રીસંઘની ઉત્તમોત્તમતામાં બે મત હોય નહિ એ સ્વાભાવિક છે, પણ હીરા, મણિ, મોતી વિગેરેની ઉત્તમતા તેના તેજ વિગેરેને આભારી હોય છે, તેવી રીતે આ શ્રીસંઘની ઉત્તમતા સંસારસમુદ્રથી પાર ઉતરવાના સાધનો ઉભાં કરવાં, સાચવવાં, વૃદ્ધિ કરવી અને બીજાઓ તેનો સંસારસમુદ્રથી તરવા માટે ઉપયોગ કરે તેવા સતત પ્રયત્નો કરવા તેમાંજ રહેલી છે, પણ જેમ તે હીરા વિગેરેના તેજઆદિનો અગ્નિ આદિકના સંયોગે નાશ થયો હોય તો તે હીરા વિગેરેને કોલસા અને રાખોડાની સ્થિતિમાં જવું પડે છે, તેવી રીતે શ્રીસંઘ પણ જો સંસારસમુદ્રથી તરવાનાં સાધનોથી બેદરકાર રહે તેનો બગાડો કરે તેનો લાભ થવા દે નહિ, લાભ થતો હોય તેમાં અંતરાય કરે, ભવિષ્યમાં પણ લાભ ન થાય તેવા પ્રતિબંધો કરે, યાવત્ ધર્મવિરોધી અને જૈનકોમની જડમાં ઘા કરવા તૈયાર થએલાઓના સાથમાં ભળે તો તેવાઓને ભગવાન્ હરિભદ્રસૂરિજી વિગેરે જે ભયંકર સર્પ, કાકકાનો ઢગલો વિગેરે ઉપનામો આપે છે, તેવા ઉપનામો આપવાની ફરજ પડે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. ભયંકર સર્પાદિકના ઉપનામો શાસ્ત્રનિરપેક્ષપણે વર્તનાર અને સંસારસમુદ્રથી તરવાનાં સાધનોનું દુર્લભપણું કરનાર વર્ગનેજ આપવામાં આવે તે સાંભળી સંસારસમુદ્રથી તરવાનાં સાધનોને સંભાળનાર, ઉત્પન્ન કરનાર, વધારનાર અને મદદ કરનાર શ્રીસંઘને તો એક અંશે પણ તે ઉપનામો પોતાને લાગ્યાં છે એમ ધારવાની ભૂલ કરવી નહિ.

## પૂર્વધર ભગવાનોએ વર્ણવેલ શ્રીસંઘ.

આ શ્રીસંઘ પૂર્વધરોને પણ અત્યંત સ્તુતિપાત્ર હોવાથી આચાર્ય ભગવાન્ દેવવાચક મહિજીએ શ્રીનંદીસૂત્રમાં આ શ્રીસંઘને પદ્મ, રથ, ચક્ર,

નગર, મેરુઆદિ અનેક સારી ઉપમાઓથી સ્તવેલો છે, તથા ભાષ્યકા મહારાજા વિગેરેએ ભગવાન્ અરિહંત મહારાજથી બીજે નંબરે આરા ધવા લાયક તરીકે ગણી બીજા નંબરે શ્રીસંઘની આશાતના વર્જવાનુ જરૂરી જણાવ્યું છે, અને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે કે જેમ ભગવા તીર્થંકરની આશાતના કરનારો અનંત સંસાર રખડે છે તેવી રીતે શ્રીસંઘ (પ્રવચનની) આશાતના કરનારો પણ અનંત સંસાર પરિભ્રમણ કરે છે

## શ્રીસંઘપૂજાની વાર્ષિક કર્ત્તવ્યતા.

આ પૂર્વે જણાવેલ રીતિએ શ્રીસંઘનું પૂજ્યતમપણું હોવાથી દર્શનપદની આરાધનામાં તે શ્રીસંઘની પૂજાને જરૂરી સ્થાન મળે તેમાં આશ્ચર્ય નથી. વાર્ષિક કૃત્યોને જણાવનાર બીજા ગ્રંથકારો પણ 'પઇવરિસં સંઘચ્ચણ૦' આ વાક્યથી દરેક વર્ષે શ્રાવકોને શ્રીસંઘની પૂજા કરવાનું કાર્ય ફરજીઆત છે એમ સ્પષ્ટપણે જણાવે છે.

સામાન્ય રીતે શ્રાવકપણાને અંગે જ્યારે દરેક વર્ષે શ્રીચતુર્વિધ-સંઘની પૂજા કરવી એ જરૂરી કાર્ય તરીકે ગણાવ્યું હોય ત્યારે શ્રી નવપદના આરાધનને અંગે સમ્યગ્દર્શનપદ આરાધવાને માટે સંઘ-પૂજાનું કર્તવ્ય જરૂરી હોય તે સ્વાભાવિક છે. જો કે શ્રીસંઘની અંદર સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર સર્વ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ કોટિના હોય છે, અર્થાત્ જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ કોટિના સમ્યગ્દર્શન, જ્ઞાન કે ચારિત્રરૂપી રત્નત્રયીને ધારણ કરનારોજ શ્રી ચતુર્વિધ સંઘ હોય છે અને તેથી શ્રી ચતુર્વિધસંઘની પૂજા કર તેમના આત્મામાં વિદ્યમાન એવા સમ્યગ્દર્શનાદિ ત્રણે ગુણોની સં પણે આરાધના થઇ શકે છે, પણ શ્રી ચતુર્વિધસંઘની પૂજાના સમ્યગ્દર્શનની આરાધનાના કૃત્ય તરીકે એટલા જ માટે ગણ્યું છે ચતુર્વિધ સંઘની પૂજા કરવી વગેરે ... ાનસાધર્મિકતાને પદ આપવામાં આવે છે. જો કે શ્રી ... પિંડનિર્યુક્તિ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિ... નેક અપેક્ષાએ

સાધર્મિક ગણાયા છે, તેમાં આ ચતુર્વિધ સંઘ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર વિગેરેથી પણ સાધર્મિક છે, છતાં તે શ્રીચતુર્વિધસંઘની તે શ્રીસમ્યગ્દર્શનાદિની અપેક્ષાએ રહેલી સાધર્મિકતા ધ્યાનમાં રાખી પૂજા કરવાની નથી હોતી, કિન્તુ પ્રવચન એટલે શાસન એક સરખું માનેલું હોવાને લીધે પ્રવચનસાધર્મિકના માનીને શ્રીસંઘની પૂજા કરવાની હોય છે.

## પ્રવચનસાધર્મિકને સંઘપૂજામાં શા માટે લેવા ?

ધ્યાન રાખવું કે એકલા સમ્યગ્દર્શન અને એકલા સમ્યગ્જ્ઞાનને અંગે જૈનશાસનમાં પૂજ્યતા ગણાતી નથી, પણ સમ્યક્ચારિત્ર સહિત સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાનની પૂજ્યતા જૈનશાસનમાં છે, અને તેથી પાંચ-પરમેષ્ઠીને જ નમસ્કાર કરવા લાયક અને આરાધના કરવા લાયક ગણ્યા છે, અને તેથી તે પંચપરમેષ્ઠીમાં દેશવિરતિ, કે અવિરતિ સમ્યગ્દષ્ટિની કોઇપણ વ્યક્તિને તેમાં ગણી નથી, પણ શ્રી ચતુર્વિધસંઘમાં શ્રીશ્રમણસંઘની આરાધના અને પૂજાને અંગે તે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર ગુણોએ કરીને જે મુખ્યતા છે, તેને પ્રધાનપદ નહિ આપતાં પ્રવચનસાધર્મિકતાનેજ પ્રધાનપદ આપવામાં આવે છે, અને તેથી ચતુર્વિધસંઘની પૂજા કરતી વખત તે ચતુર્વિધસંઘમાં ગણાતી કોઈપણ વ્યક્તિ વ્યવહારથી શુશ્રૂષા, ધર્મરાગ અને વૈયાવચ્ચના નિયમવાળી હોવાથી સમ્યગ્દર્શનાદિવાળી છે એમ ગણવા છતાં કદાચ તત્ત્વથી સમ્યગ્દર્શનાદિકે રહિત હોવા અથવા તો ચતુર્વિધસંઘમાંથી દૂર નહિ કરાએલ છતાં પણ ઝાંખરા અને વિલ સમાન કે ધજા સમાન કે શોક સમાન કોઈ વ્યક્તિ હોય, અને તે શ્રી ચતુર્વિધસંઘની પૂજા વખતે પૂજ્યતામાં દાખલ થઈ જાય, અને પ્રવચનની સાધર્મિકતાની ભાવનાએ તે પૂજા કરનાર ભવ્યાત્મા ઉપર જણાવેલી અયોગ્ય વ્યક્તિની પણ પૂજા આદરસત્કાર સાથે કરે તોપણ તે પૂજા કરનાર ભવ્યાત્માને વિપરીત બુદ્ધિથી આરાધના કર્યાનો દોષ નથી, પણ પ્રવચનસાધર્મિકપણાની બુદ્ધિથી તે પ્રવચનસાધર્મિકતાને ધારણ કરનાર હોવાથી તેવી વ્યક્તિનો પણ કરાતો આદરસત્કાર પ્રવચનની પ્રભાવના

સિદ્ધાંત અને શાસ્ત્ર આ બે શબ્દો વાપરવાથી પ્રભુસંમિત વાક્યના સ્થાને રહેવાવાળાં અંગપ્રવિષ્ટઆદિ આગમોને સિદ્ધાંતશબ્દથી લીધા હોય અને બાકીના મિત્રસંમિત અને કાંતાસંમિત વાક્યના સ્થાને શોભે તેવા-હેતુ પ્રધાન અને દૃષ્ટાંતપ્રધાન ન્યાયશાસ્ત્ર અને ચરિત્રશાસ્ત્રો લીધાં હોય અને તે બંને પ્રકારના એટલે સિદ્ધાંત અને શાસ્ત્ર તરીકે ગણાતા શ્રુતજ્ઞાનનો પુસ્તકો વિગેરે કરવવાદ્વારાએ આરાધનભાવ થતો હોય તેમ સ્પષ્ટ જણાવે છે, અર્થાત્ ગણધર મહારાજાઓ જો કે ગણધરનામકર્મના ઉદયથી અંગપ્રવિષ્ટાદિ આગમોને રચે છે અને તેઓની તે રચનામાં કોઇપણ અન્ય જીવ પ્રેરક ન બને, છતાં બીજા શ્રુતકેવલી વિગેરે પણ આગમોને રચવાવાળા હોય છે, અને તેથી તેઓને કોઈપણ શાસનપ્રેમી શાસન ઉપયોગી શ્રુતરચવાની વિનંતિ કરે, અને એવી રીતે શ્રુતકેવલી ભગવાન્ જેવા સમર્થ પુરુષોદ્વારાએ જે સિદ્ધાંતોનું એટલે આગમોનું રચાવવું કરાવાય તે જ્ઞાનના આરાધનાનો એક પ્રકાર છે. જો કે શ્રુતકેવલી ભગવાનો સ્વયં જગતના જીવમાત્રાના ઉદ્ધારને માટે તત્પર હોય છે, અને ઉદ્ધારને માટે જે કાંઈપણ આગમની રચના કરવી પડે તે સ્વયં કરેજ છે, છતાં શ્રુતકેવલી ભગવાન્ વિગેરે મહાપુરુષોને વિજ્ઞપ્તિ કરી પોતાના આત્માના કે પોતાના સંસર્ગમાં આવનારા ભવ્યાત્માઓના ઉદ્ધારને માટે રચના કરાવાય તેમાં તે વિજ્ઞપ્તિ કરનારની મુખ્યતા હોય તેને જ આગમની રચના કરાવી કહેવાય, અથવા વગર વિજ્ઞપ્તિએ પણ જે ભવ્યાત્માને ઉદ્દેશીને શ્રુતકેવલી ભગવાન્ વિગેરે જે આગમની રચના કરે, તેમાં પણ તે ભવ્યાત્માનું પ્રયોજકપણું હોવાથી તે ભવ્યાત્માએ આગમો કરાવ્યાં કહેવાય જેમ કોઇ સાધુને ઉપવાસ કરાવનારી યક્ષા જેવી સાધ્વીને ઉદ્દેશીને ભગવાન્ સીમંધર સ્વામીજીએ ચાર ચૂલિકા અધ્યયનો આપ્યાં તથા મનકમુનિજીને ઉદ્દેશીને શય્યંભવસૂરિજીએ શ્રીદશવૈકાલિકસૂત્રની રચના કરી, પાંચસો ચોરોને ઉદ્દેશીને કપિલ કેવલી મહારાજે કાપિલીય અધ્યયન પ્રગટ કર્યું. આ સર્વ આગમની રચનાઓ જેમ સ્વાભાવિક થઈ છે, તેમ ભવ્યાત્માઓની વિજ્ઞપ્તિઓ

જે આગમરચનામાં હેતુભૂત હોય તે આગમોની રચના ભવ્યાત્માઓએ કરાવેલી કહેવાય, અને તેવી રીતે રચના કરાવવાવાળો મનુષ્ય પોતાના આત્માના અને અન્ય આત્માના જ્ઞાનપ્રકાશને માટે કેટલો બધો તત્પર હશે તે સહેજે સમજાય તેમ છે, અને તેવી તત્પરતા જ્ઞાન આરાધનનું એક જબરદસ્ત દ્વાર છે, આ હકીકત શ્રુતકેવલી વિગેરે જે આગમોને બનાવવાવાળા છે, તેઓ દ્વારા એ આગમ બનાવવાને અંગે છે, બાકી સામાન્ય શાસ્ત્રો બનાવવાને અંગે તો ભગવાન્ હેમચંદ્રસૂરિજીએ સિદ્ધરાજ જયસિંહની વિનંતિથી સાંગોપાંગ શબ્દાનુશાસન બનાવ્યું, પરમાર્હત મહારાજા કુમારપાળની વિનંતિથી ત્રિષષ્ટીયશલાકાપુરુષચરિત્ર વિગેરે બનાવ્યાં, એવી જ રીતે આચાર્ય દેવભદ્રસૂરિજીએ શ્રાવકની પ્રાર્થનાથી પાર્શ્વનાથચરિત્ર વિગેરે બનાવ્યાં, શ્રીગુણચંદ્રસૂરિજીએ શ્રાવકની પ્રાર્થનાથી શ્રીમહાવીરચરિત્ર વિગેરે બનાવ્યા, ઉપાધ્યાય યશોવિજયજીએ મેઘજી શેઠીને અંગે જેમ સ્તવનો વિગેરેની રચના કરી, એ વિગેરે વિચારતાં સ્પષ્ટ જણાઇ આવશે કે કોઈ મહાપુરુષો કોઈ મહાત્માઓને જ્ઞાનના પ્રકાશને માટે વિજ્ઞપ્તિ કરી શાસ્ત્રોની રચના કરાવે છે, અને તેવી રીતે શાસ્ત્રોની રચના કરાવવી એ જ્ઞાન આરાધનનો એક મુખ્ય અને જરૂરી પ્રકાર છે, અને તેથી મહારાજા શ્રીપાળ પણ જ્ઞાનપદના આરાધનને માટે સિદ્ધાંત અને શાસ્ત્રોનું નવીન સર્જન કરાવીને જ્ઞાનપદનું આરાધન કરે છે તે વ્યાજબીજ છે.

## મતિજ્ઞાનાદિની પણ સમૃદ્ધિ શ્રુતજ્ઞાનથીજ છે.

સામાન્ય રીતે જે મનુષ્ય સાહિત્યઉત્પાદ, સાહિત્યવિકાસ અને સાહિત્યપ્રચારને માટે જ્ઞાનની લાગણીથી તૈયાર થયો હોય તે મનુષ્ય શાસનરૂપી સૌધનો શ્રેયસ્કર પાયો મનુષ્યના મનોરથમાં રમી રહેલ આચારરત્નની જડ સમ્યક્ત્વના સિદ્ધાંતને સમજાવવાવાળા શ્રુતજ્ઞાનના ઉદયને માટે પ્રયત્ન કરનારો હોય છે. જો કે શાસ્ત્રોમાં મતિજ્ઞાનની પ્રથમતા સ્વીકારી ... મતિપૂર્વકજ ગણવામાં આવે છે, પણ તે શ્રુતની અપેક્ષા વગર

મતિજ્ઞાન કેવળ ઉત્પત્તિઆદિ બુદ્ધિરૂપે થતા મતિજ્ઞાનને ગણવામાં આવે અર્થાત્ સમગ્ર જગતનો સામાન્ય રીતે પ્રવર્તતા અવગ્રહ, ઈહા, અપાય અને ધારણારૂપી મતિજ્ઞાનના ભેદો શ્રુતજ્ઞાનથી તદ્દન નિરપેક્ષ હોતા નથી, અને તેથી જ તે અવગ્રહાદિ સર્વ વ્યાવહારિક જ્ઞાનોને શ્રુતનિશ્રિત મતિજ્ઞાન તરીકે ઓળખવામાં આવે છે એમ નહિ કહેવું જો કે અવ-ગ્રહાદિ ભેદો મતિજ્ઞાનનાજ ગણાય છે, છતાં જો તે શ્રુતજ્ઞાનની નિશ્રાથીજ થાય તો પછી મતિજ્ઞાનને શ્રુતજ્ઞાનપૂર્વક એટલે શ્રુતજ્ઞાનથી થએલું કેમ નહિ કહેવું ? કારણકે મતિજ્ઞાન થતી વખતે જો કે તે મતિજ્ઞાન જેને થાય છે તે આત્મા શ્રુતજ્ઞાનથી સંસ્કારિત થએલો હોય છે, અને તેથી તે સંસ્કારોના પરિણામરૂપે તે અવગ્રહાદિરૂપ મતિજ્ઞાન થતું હોવાથી તે અવગ્રહાદિને શ્રુતનિશ્રિત મતિજ્ઞાન તરીકે કહેવામાં આવે છે, પણ શ્રુત-જ્ઞાન ઉત્પન્ન થતી વખતે જેમ મતિજ્ઞાન શ્રુતજ્ઞાનપણે પરિણમે છે અથવા તો મતિજ્ઞાનની વિશિષ્ટ અવસ્થા શ્રુતજ્ઞાનરૂપે ગણાય છે, અગર તો મતિ-જ્ઞાનમાં જે પદાર્થો છૂટા છૂટા વિષય તરીકે જાણવામાં આવ્યા હોય તે તે પદાર્થોને સંબદ્ધપણે અને વિશેષતાએ જ્ઞાનના વિષયમાં લેવામાં આવે ત્યારે તે શ્રુતજ્ઞાન તરીકે ગણાય છે, માટે શ્રુતજ્ઞાનને મતિજ્ઞાનથી થવાવાળું ગણવામાં આવે છે, પણ અવગ્રહાદિજ્ઞાનો જે મતિજ્ઞાનના ભેદરૂપે છે તે જેમ જેમ શ્રુતથી વધારે સંસ્કારિત મનુષ્ય હોય, જે જે વિષયના શ્રુતનો સંસ્કારિત મનુષ્ય હોય જેવા જેવા શ્રુતજ્ઞાનથી મનુષ્ય સંસ્કાર પામેલો હોય તેમ તેમ વધારે વધારે કે તે તે કે તેવા તેવા એવા વિષયવાળું મતિજ્ઞાન થાય છે, પણ તે શ્રુતજ્ઞાન કે જે પૂર્વે થએલું હતું તેનો માત્ર તે વખતે સંસ્કારજ હોય છે, પણ તેનો કોઈપણ પ્રકારે કારણભાવ બનતો નથી. (જો કારણભાવજ માનવામાં આવે તો મતિજ્ઞાન વિના શ્રુતજ્ઞાન થાય નહિ અને શ્રુતજ્ઞાન વિના મતિજ્ઞાન થાય નહિ એવો પ્રસંગ આવી પડે, અને તેથી એકે જ્ઞાન થવાનો પ્રસંગજ રહે નહિ.)

## શાસ્ત્રો લખાવીને કરાવાતા જ્ઞાનોદ્ધાર તેજ જ્ઞાનોદ્ધાર.

આ બધું કહેવાની મતલબ એજ છે કે સામાન્ય રીતે મતિજ્ઞાન એ શ્રુતજ્ઞાનથી થવાવાળી વસ્તુ છે એમ નહિ, પણ વિશિષ્ટ એવું મતિજ્ઞાન શ્રુતજ્ઞાનથી સારા સંસ્કાર પામેલાનેજ હોય છે એ વાત અનુભવ તથા શાસ્ત્રથી સિદ્ધ હોવાને લીધે એમ ધારવું યોગ્યજ છે કે મતિજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન એ ચારે જ્ઞાનોના આવિર્ભાવની જડ સિદ્ધાંત અને શાસ્ત્રનું જ્ઞાનજ છે, અને તેથી તેવા સિદ્ધાંત અને શાસ્ત્રના સુંદર જ્ઞાનનો શ્રેયસ્કર લાભ જગતને અપાવવો જરૂરી છે એમ ધારવામાં આવે અને તેથી પરોપકારી એવા ચતુર્વિધ શ્રીશ્રમણસંઘ મહિની કોઈપણ વ્યક્તિ તેવા સિદ્ધાંત અને શાસ્ત્રનો ઉદ્ભવ, વિકાસ, પ્રચાર કે બોધ કરવા માટે તૈયાર થઈ શાસનધુરંધર પુરુષો પાસે શાસનના અસાધારણ ઉદયને માટે સિદ્ધાંત અને શાસ્ત્રનો અપૂર્વ પ્રાદુર્ભાવ કરાવી તેનો પ્રચાર સ્થાને સ્થાને થાય તે માટે તે સિદ્ધાંત અને શાસ્ત્રોને લખાવવાને માટે તૈયાર થાય અને તે દ્વારાએ જ્ઞાનપદનું આરાધન કરે તે યોગ્ય છે અને તેથી શ્રીશ્રીપાળ મહારાજા પણ સાતમા જ્ઞાનપદનું આરાધન કરતાં સિદ્ધાંત અને શાસ્ત્રના પુસ્તકો લખાવવા માટે પ્રયત્ન કરી તે પદના આરાધનનું કાર્ય કરતા હતા.

## પુસ્તકોની જરૂરીઆત અને તેની સાર્વકાલીનતા.

ઇતિહાસને જાણનારા પુરુષો સારી રીતે સમજી શકે છે કે આ દુષમાકાળમાં જીવમાત્રને ભગવાન્ જિનેશ્વરના માર્ગનો બોધ આપનાર હોય તો તે માત્ર સિદ્ધાંત અને શાસ્ત્રોના પુસ્તકોજ છે. વળી ભક્તપરિજ્ઞા વિગેરેમાં સંસારસમુદ્રથી તરવાને માટે દ્રવ્ય વાપરવાનાં સ્થાનકો ગણાવતાં પુસ્તકમાં દ્રવ્ય વાપરવાનું પણ સ્થાન ગણવામાં આવે છે. દર્શનશુદ્ધિના અંદર શ્રીજિનેશ્વર ભગવાનની પ્રતિમા અને તેમના ચૈત્યરૂપી ક્ષેત્રની માફક જૈનસિદ્ધાંતોના લખાવવા રૂપ પુસ્તકોનું ક્ષેત્ર ગણવામાં આવેલ' કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિજી શ્રીયોગશાસ્ત્રમાં અને

શ્રાદ્ધવિધિમાં અને મહોપાધ્યાયજી શ્રીમાનવિજયજી ધર્મસંગ્રહમાં વાર્ષિક કૃત્યો જણાવતાં સાત ક્ષેત્રમાં ધન વાપરવાનું જણાવી પુસ્તકોનો ઉદ્ધાર કરવાનું જણાવી પ્રતિવર્ષ તેની કર્ત્તવ્યતા જણાવે છે. એમ નહિ કહેવું કે સિદ્ધાંતને પુસ્તકારૂઢ કરનાર ભગવાન્ દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણજી છે અને તેથી આ પુસ્તકનું ક્ષેત્ર તેમની પછીજ ઉમેરાએલું હોવું જોઇએ. આમ નહિ કહેવાનું કારણ એ છે કે પ્રથમ તો લિપિનો વ્યવહાર ભગવાન્ ઋષભદેવજીથીજ પ્રવર્તેલો છે એ વાત જૈનસમુદાયથી અજાણી નથી. લિપિના વ્યવહારને અંગે તો કર્મભૂમિનો અર્થ કરતાં અસિ અને કૃષિની સાથે મષીનો પણ વ્યાપાર કર્મ તરીકે ગણવામાં આવે છે. દરેક ચક્રવર્તીઓ ઋષભકૂટ પર્વતમાં પોતાના સાર્વભૌમપણાની છાપ મારવા માટે નામો લખે છે એ વાત સર્વકાલની છે. સંજ્ઞા, વ્યંજન અને લબ્ધિ એ ત્રણ પ્રકારના અક્ષરભેદોમાં સંજ્ઞા નામનો અક્ષરભેદ લિપિને અંગેજ હોય છે. વળી શ્રીભગવતીસૂત્રમાં શરૂઆતમાંજ બ્રાહ્મીલિપિને નમસ્કાર કરવામાં આવ્યો છે. અનુયોગદ્વાર વિગેરેમાં શ્રુતસ્કંધોના અધિકારો બતાવતાં લખેલાં પુસ્તકોનો અધિકાર દ્રવ્યશ્રુત તરીકે લેવામાં આવેલો છે.

## જ્ઞાનારાધકોને પુસ્તકપૂજાની જરૂરીયાત ને લખાવવાની જરૂરીઆત.

રાયપસેણી ઉપાંગની અંદર સૂર્યાભ દેવતા કે જેની ભલામણ બીજા સર્વ દેવોના વર્ણનને અંગે કરવામાં આવે છે, તેણે ભગવાન્ જિનેશ્વરદેવની પ્રતિમાની માફક પુસ્તકરત્નની વિવિધ પ્રકારે પુજા કરી છે, એટલુંજ નહિ પણ શ્રી વસ્તુપાળ, તેજપાળ, મહારાજા કુમારપાળ જેવા શાસનરત્નોએ કરોડો રૂપીઆ ખર્ચી કઇ જ્ઞાનભંડારો કરાવી શાસનને જબરદસ્ત ટેકો આપ્યો છે. તાડપત્રની પ્રતો વાંચનારાઓ સારી પેઠે સમજી શકે છે કે અગીઆર, બાર અને તેરમી સદીમાં અનેક ઉદારપુરુષોએ અનેક પ્રકારે શાસ્ત્રોનો ઉદ્ધાર કરવા માટે ઘણાં તાડપત્રોમાં ઘણાં પુસ્તકો લખાવ્યાં છે કાગળનો વ્યવહાર વધારે થયા ત્યારથી પણ અનેક ઉદાર મનાત્મા

સમુદ્રથી પાર ઉતરવાના પ્રયત્નોમાં કટિબદ્ધ વર્તમાનકાળે રહી શકશે નહિ. આ સ્થળે જરૂર કહેવું જ જોઇએ કે પ્રજાને બેકાર બનાવીને રાજાએ બળવાને નોતરૂં દીધું છે એ વચન જેટલું સત્ય છે, તેટલું જ સાધુઓએ પુસ્તક પાનાં છોડી દેવાં અને વિશાળ અભ્યાસવાળા થઇ દુનિયાદારીની દુન્યવી મોજશોખના સાધનોમાંથી દૂર રહી આત્માના ઉદ્ધાર કરવા સાથે શાસનનો ઉદ્ધાર કરવો એવું કથન તે તેટલું ભારોભાર અસત્ય છે. અર્થાત્ બેકારી જેમ બળવાખોરી નોતરે છે, તેમ અનભ્યાસિપણું અપવિત્રતાને જલ્દી નોતરે છે, માટે જ્ઞાન, દર્શન અને ચારિત્રના ખપી તથા શાસન અને આત્માનો ઉદ્ધાર કરવાની ભાવનાવાળા મહાપુરૂષોને શાસ્ત્રકારોની આજ્ઞા મુજબ પુસ્તકો રાખવાં જરૂરીજ છે.

## પુસ્તકોનો ઉપયોગ કરાવવાની રીતિ.

આ સઘળા કથનનું તત્વ એમ નથી કે ગૃહસ્થોના લાખોના દાગીના પણ વિવાહ વાજનના પ્રસંગે પરસ્પર વિશ્વાસ રાખી લેવાદેવામાં આવે, છતાં સાધુઓની નિશ્રાએ રહેલા આગમો એટલે પુસ્તકો કોઇપણ અન્ય જિનાજ્ઞાનુસારી ગચ્છ, સંઘાડો કે સમુદાયને વાચનાદિકને અંગે કામજ ન આવે તેને આપણે યોગ્ય ગણતા હોઇએ. મતલબ એજ છે કે સાધુઓએ પોતાના આત્માના અને શાસનના ઉદ્ધાર અને બચાવને માટે શાસ્ત્રકારોએ કહેલી પુસ્તકની સત્તા વ્યાજબી છે, તેવીજ રીતે તેના સર્વ સામાન્યપણે સદુપયોગ થવા માટે પુસ્તકાલયાદિ દ્વારાએ ગોઠવણ થવી જરૂરી છે. અર્થાત્ આગમાદિના પુસ્તકો શ્રાવકોને વાંચવાના કે વંચાવવાનાં પણ હોતાં નથી, તો પછી તેવાં પુસ્તકો ઉપર તેઓની સત્તા કે કબજો કે વ્યવસ્થા કરવાનો હક ન હોય તે સ્વાભાવિકજ છે, પણ પાંચ પ્રકારના પ્રાયશ્ચિત્તોમાં જેમ આજ્ઞા નામના પ્રાયશ્ચિત્તનાં અધિકારમાં તે પ્રાયશ્ચિત્તનાં પદો અને શુદ્ધિનાં પદોને નહિ સમજનારો ભક્તિમાન સાધુ ભગવંત સંદેશવાહકનું કાર્ય કરવામાં પોતાના આત્માનું કલ્યાણ સમજે છે, તેવી રીતે અહીં પણ ગીતાર્થ સાધુ ભગવંતની

સૂચના અને આના મુજબ કોઈપણ વ્યક્તિ કે સંસ્થા તે આગમાદિનો અન્ય સ્થાનેથી વિહાર કરતાં કરતા આવેલા શ્રમણમુનિઓને આગમાદિ પુસ્તકો વાંચવા કે વિચારવાદિદ્વારાએ ઉપયોગ કરવા આપે અને તેઓ પાછા આપે ત્યારે વ્યવસ્થાસર સંભાળીને મેલે, તેમાં સહૃદયસ્થ શ્રદ્ધાસંપન્ન હોવાથી પોતાના આત્માનું તે શાસનસેવાદ્વારાએ કલ્યાણ સમજે તો તેમાં આશ્ચર્ય જ નથી.

## પુસ્તકની પૂજાની રીતિ અને તેની જરૂરીઆત.

વર્તમાનકાળમાં કેટલાક મનુષ્યો જુદા જુદા મતના જુદા જુદા તત્ત્વોને પોતાની તે તત્ત્વો બાબતની શ્રદ્ધા કે અભિરૂચિ નહિ હોવા છતાં માત્ર ઈતર લોકોને સાહિત્યનો શોખ થવાની ખાતર કે તેવો થએલો શોખ પોષવાની ખાતર અગર પોતાની સંસ્થાની લોકપ્રિયતા કરવા સર્વવ્યાપકતા જણાવવા માટે જેમ નિબંધમાળાઓ, વ્યાખ્યાનમાળાઓ વગેરે ગોઠવી કો પાસે નવા નવા નિબંધો અને ગ્રંથો લખાવે છે. આવી રીતે જે ધોનું કરાવવું થાય તે જો કે સાહિત્યનો ઉદ્ધાર કરનાર અને પ્રચાર નાર હોવા છતાં જ્ઞાનઆરાધનના દૃષ્ટિએ તેટલું બધું ઉપયોગી થાય . જ્ઞાનઆરાધનની દૃષ્ટિએ તો જે તત્ત્વની પોતાને રૂચિ હોય અને ત્ત્વથી પોતે અવ્યાબાધપદ મેળવવા માટે છાંડવાલાયકને છાંડવાલાયક અને આદરવાલાયકને આદરવા લાયક તરીકે માનવા અને મનાવવાના ભૂત જ્ઞાનનેજ સમ્યગ્જ્ઞાન તરીકે માની જગતના જીવો પણ પોતાનું .. અહિત સમજે, જીવ, અજીવ વિગેરે તત્ત્વો સંબંધી બોધ પામે, અને સત્પ્રવૃત્તિમાં કટિબદ્ધ થવા સાથે અસત્પ્રવૃત્તિઓને રોકવાવાળો થાય એવી ધારણા કરી જે તત્ત્વજ્ઞાનના સુબોધપણા આદિને માટે સિદ્ધાંત કે શાસ્ત્રનું કરાવવું થાય, તેને ખરેખર ઉપયોગી ગણી શકીએ. તેવી જ રીતે રાજા, મહારાજાઓ રાજ્યશોભાની દૃષ્ટિએ પંડિતોની શરમથી, લોકોની અનુવૃત્તિથી કે બીજા કોઈપણ કુન્યવી કારણથી નવા નવા સાહિત્યોની રચના કરાવવા સાથે તેનો ફેલાવો કરવા માટે સીરિઝ, વોલ્યુમ, ગ્રંથમાળા

એવા એવા રૂપે બહાર પાડે છે, પણ જ્ઞાનઆરાધનની અપેક્ષાએ એ ધારણા ઉપયોગવાળી નથી, જ્ઞાનઆરાધનની દૃષ્ટિએ તો જગતના જીવો હિત અને અહિતને જાણવાને માટે તત્પર થાય અને તે હિત, અહિત જાણવાને તૈયાર થએલા જીવો જીવ અને અજીવના સ્વરૂપને જાણે અને જીવ અને અજીવના સ્વરૂપને જાણવાથીજ તે જીવની અનેક પ્રકારની દેવ, તિર્યંચ, મનુષ્યાદિક ગતિઓ જાણે અને દેવ, તિર્યંચ, મનુષ્ય વિગેરે વિવિધ ગતિઓ જાણવાથી પુણ્ય અને પાપનું કારણ, તેનો ઉદય, તેનાં ફળો, તે બે છૂટવાનાં કારણો વિગેરે જાણવામાં આવે અને જ્યારે જગતના જીવો પુણ્ય, પાપ, બંધ અને મોક્ષને જાણે ત્યારે જ આ જગતના જીવો જે મનુષ્ય અને દેવતાઈ સુખોની પ્રાપ્તિ માટે તલસી રહેલા છે તે તેની તૃષ્ણા રોકાઈ જાય એટલુંજ નહિ પણ તે પૌદ્‌ગલિક સુખોની ઇચ્છા, પ્રાપ્તિ અને તેની ઉપભોગદશાને આત્મ-સ્વરૂપને બાધ કરવાવાળી હોવા સાથે દુર્ગતિમાં દોરી જનારી બને, અને એવી રીતે જ્યારે જીવો પૌદ્‌ગલિક સુખોથી તૃષ્ણા રહિત થઈ વિરક્ત થાય ત્યારેજ આરંભ, પરિગ્રહ અને વિષય–કષાયમય એવા સંસારના સર્વ બાહ્ય અને અભ્યંતર સંજોગોને છોડવાને તૈયાર થાય, અને જ્યારે સંસારના પાપારંભમય સર્વ બાહ્ય અભ્યંતર સંજોગોને છોડીને આત્માને નવા પાપથી બચાવનારો થાય ત્યારેજ કુટુંબ, કબીલો, માલ–મિલ્કત અને ઘરબાર છોડીને ત્રિવિધ, ત્રિવિધે છોડનારો થાય અને જે જીવો બાહ્ય અભ્યતંર સંજોગને છોડવાવાળા થઈ સંસારનો સર્વથા ત્યાગ કરી અણ-ગારદશાને જેઓ પ્રાપ્ત કરી શકે છે, તેઓજ આ ભવના કે પહેલાના ભવના કર્મો કે જે અજ્ઞાન અને કષાયથી કરવામાં આવેલાં હોય છે તેનો નાશ કરવા માટે તે ઉત્કૃટ સંવરને પામેલો મનુષ્યજ તૈયાર થઈ શકે છે અને એવી રીતે ઉત્કૃષ્ટ સંવરરૂપ ધર્મને પામી કર્મને નાશ કરવા જે તૈયાર થાય છે તેઓજ આત્માના ગુણોને રોકનાર ઘાતિકર્મઆદિનો સર્વથા ક્ષય કરી સર્વકાળ સંપૂર્ણપણે ફારફેરી થયા વગર રહેવા-વાળું અને સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને જણાવવાવાળું કેવળજ્ઞાન

અને કેવળદર્શન પ્રાપ્ત કરી શકે છે, અને આવી રીતે ઘાતિકર્મનો ક્ષય કરી સર્વવ્યાપક જ્ઞાન, દર્શનને પામનારો જીવ યોગથી બંધાતાં કર્મોને પણ રોકવા તૈયાર થઈ શકે છે, અને યોગથી પણ બંધાતાં કર્મો જે જીવને રોકવાં હોય કે તે જીવને અનાદિકાળથી આત્માની સમય-સમય પ્રત્યે જે ચંચળતા પ્રવર્તેલી છે તે સર્વ રોકી દઈને મેરુની માફક આત્માને નિશ્ચળ અને ઘન કરીને જેમાં રહેવાનું થાય છે તેવી શૈલેશી દશાને પામી શકે છે, અને તેવી રીતે ઘાતિકર્મના ક્ષયથી કેવળજ્ઞાન પામે, યોગથી આવતાં પણ કર્મો રોકે, આત્માને નિશ્ચળ કરીને અંગોપાંગના સંબંધને લીધે આત્મામાં થએલી શુષિરદશાનો સર્વથા નાશ કરી ઘનરૂપતાને પામે ત્યારે અનાદિકાળથી વળગેલા કર્મ અને શરીરનો સંબંધ છોડી કર્મલેપરહિત સિદ્ધદશાને પામે છે, અને જ્યારે આવી રીતે કર્મના અંશથી પણ દૂર થાય ત્યારેજ તે સિદ્ધદશાને પામેલો મહાત્મા ચૌદ રાજલોક કે જે લોકના મસ્તકેજ રહેવાવાળો શાશ્વતો સિદ્ધ થાય છે. આવી રીતે હિતાહિત અને જીવજીવાદિકનું જ્ઞાનજ પરંપરાએ અવ્યાબાધપદને આપનાર હોઇ તેનો બોધ જગતના સર્વ-જીવોને થવો જોઇએ એવી ધારણાથી સિદ્ધાંત અને શાસ્ત્રનો પ્રચાર કરવા માટે જે સીરિઝ, ગ્રંથમાળારૂપે બહાર પાડવામાં આવે તેજ સાહિત્યપ્રચાર જ્ઞાનઆરાધનને અંગે ઉપયોગી છે. આ બધી વાતો સ્પષ્ટ કરવાને અંગેજ શાસ્ત્રકાર શ્રીરત્નશેખરસૂરીશ્વરજી મહારાજે શ્રીશ્રીપાળ મહારાજની જ્ઞાન આરાધનામાં સિદ્ધાંત અને શાસ્ત્રના પુસ્તકોનું કરાવવું અને લખાવવું એજ માત્ર ન લેતાં પૂજન વિગેરે પણ જ્ઞાનની આરાધનાને અંગે અત્યંત ઉપયોગી ગણ્યાં છે છપાવવા અને લખાવવાની ચર્ચામાં ઉતરવાનું આ સ્થાન નથી, પણ જ્ઞાનપદની આરાધના કરવાવાળાઓએ સિદ્ધાંત અને શાસ્ત્રોનું કરાવવું, લખાવવું કે છપાવવું એ જેટલું જરૂરી ગણ્યું, તેટલુંજ બલ્કે તેથી વધારે તે સિદ્ધાંત, શાસ્ત્રના પુસ્તકોનું કે તે સિદ્ધાંત, શાસ્ત્રના પુસ્તકોની વાચના આપનાર ત્યાગી મહાપુરૂષોનું પૂજન ઉપયોગી છે. અને તેથીજ શ્રીપાળ મહારાજે તે [illegible]

આરાધન કરેલું છે. શ્રાદ્ધવિધિ વગેરે શાસ્ત્રોમાં પણ શ્રાવકોના વાર્ષિક કર્તવ્યો જણાવતાં શ્રુતની પૂજાને ઘણું જ સારું સ્થાન આપેલું છે.

કેટલીક વખતે સામાન્ય બુદ્ધિવાળા હોવાથી પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્યનો સદુપયોગ કરવા માટે સિદ્ધાંત અને શાસ્ત્રોનું કરાવવું, લખાવવું છપાવવું કે પૂજન વિગેરે કરે છે. પણ તેટલા માત્રથી જ્ઞાનપદની આરાધનાનું કાર્ય સમાપ્ત થયું ગણવામાં આવે તે કોઈપણ પ્રકારે ઉચિત નથી. કેમકે દરેક જ્ઞાનપદની આરાધન કરનાર મનુષ્યે પોતાની બુદ્ધિ પ્રમાણે જ્ઞાનના સ્વાધ્યાય અને ભાવનાના કાર્યમાં લીન થવાની જરૂર છે. જે શક્તિ મેળવવાને માટે સિદ્ધાંત અને શાસ્ત્રનું કરાવવું, લખાવવું અને પૂજવું વિગેરે કરાવવામાં આવે તે શક્તિ જેટલે અંશે પોતાને પ્રાપ્ત થઈ હોય, તેનો ઉપયોગ કરવામાં ન આવે તો તે જ્ઞાનપદના આરાધન કરનારને શોભતું નથી. યાદ રાખવું કે પ્રવૃત્તિથી શક્તિનો ઉદ્ભવ થાય છે, તેમજ પ્રવૃત્તિથી શક્તિનું ટકવું અને વધવું થાય છે, પણ જો પ્રાપ્ત થએલી શક્તિનો ઉપયોગ કરવામાં ન આવે તો શક્તિનું વધવું તો દૂર રહ્યું, પણ મળેલી અને ખીલેલી શક્તિ હોય તે પણ પોતાના ઉપયોગના અભાવને લીધે નાશ પામે છે. જેમ ચક્ષુઆદિ શક્તિઓને અંગે ઉપર જણાવ્યા પ્રમાણે ઉપયોગદ્વારાએજ શક્તિનું ટકવું અને વધવું છે, તો પછી આત્માનો જ્ઞાનગુણ એ પણ એક શક્તિ જ છે. અને તેથી તેનું ટકવું અને વધવું તે પણ તેના ઉપયોગના આધારે જ રહે છે, માટે દરેક જ્ઞાનપદની આરાધના કરવા માગતા પુરુષે સિદ્ધાંત અને શાસ્ત્રના કરાવવા, લખાવવા અને પૂજવાના પ્રયત્નની માફક જ્ઞાનના સ્વાધ્યાય અને ભાવનાના કાર્યમા જરૂર કટિબદ્ધ થવાની જરૂર છે. એ પણ ધ્યાનમાં રાખવાનું જરૂરી કાર્ય છે કે વર્તમાનમાં બુદ્ધિની જે અલ્પતા છે તે પૂર્વે બાંધેલા જ્ઞાનાવરણીયના ઉદયને લીધે જ છે તો તે જ્ઞાનાવરણીયને તોડવા માટે આવા નરભવાદિક સામગ્રીવાળા અનુકૂળ સંજોગોમાં તૈયાર નહિ થવાય તો પછી કયા ભવે આ જીવ જ્ઞાનાવરણીય તોડવાને શક્તિ-

માન્ થશે ? જૈનશાસ્ત્રના નિયમ પ્રમાણે આપણે સમજી શકીએ છીએ કે કોઇપણ કર્મ તોડ્યા સિવાય તૂટવાનું નથી, તો પછી આવી મનુષ્યભવઆદિકની સામગ્રી પામ્યા છતાં તે જ્ઞાનાવરણીયાદિને તોડવા માટે સ્વાધ્યાય અને ભાવનાદ્વારાએ જ્ઞાનઆરાધનમાં તત્પર કેમ ન થવું ? મહારાજા શ્રીપાળજી એટલા જ માટે જ્ઞાનપદના આરાધનને માટે સિદ્ધાંત અને શાસ્ત્રના કરાવવા, લખાવવા અને પૂજવાના કાર્યની માફક સ્વાધ્યાય અને જ્ઞાનની ભાવનાના કાર્યમાં પણ પ્રવર્ત્ત કરવાવાળા થયા હતા.

સિદ્ધાન્ત અને શાસ્ત્રનાં પુસ્તકો કરાવવાં, લખાવવાં, અને પૂજવા તેમજ આદિશબ્દથી તેની રક્ષા વિગેરેને માટે મંજુષા વિગેરેનો પ્રબંધ કરવો, બહુમાનને માટે અનેક પ્રકારની સિંહાસનાદિકની રચના કરી તેની ઉપર પધરાવવા તથા તેનું બહુમાન અનેક પ્રકારે જાળવવું એ વિગેરેથી જે જ્ઞાનનું આરાધન થાય છે તે દ્રવ્યજ્ઞાનદ્વારાએ જ્ઞાનપદનું આરાધન છે કેમકે આગળજ જણાવી ગયા છીએ કે સિદ્ધાન્ત અને શાસ્ત્રના પુસ્તકો અક્ષરના સંકેતની અપેક્ષાએ જો કે સ્થાપના છે, તો પણ તે દ્વારાએ વાચક શબ્દોનું જ્ઞાન થઇ જીવાદિક તત્ત્વરૂપી વાચ્યનું જ્ઞાન થાય છે માટે તે સિદ્ધાન્ત અને શાસ્ત્રના પુસ્તકો એ ભાવજ્ઞાનનું કારણ હોવાથી દ્રવ્યજ્ઞાન કહી શકાય અને તેથીજ શાસ્ત્રકારો તે પુસ્તકોને સ્થાને સ્થાને દ્રવ્યશ્રુત તરીકે ગણાવે છે, અર્થાત્ તે પુસ્તકોદ્વારાએ કરાયેલું આરાધન દ્રવ્યશ્રુતના આરાધન કરવાદ્વારાએ આરાધાયું એમ કહેવામાં કોઈ પણ જાતની અડચણ નથી પણ આત્માની પરિણતિરૂપ અથવા તો ખુદ વાચ્ય પદાર્થોના ઉપયોગરૂપ ભાવજ્ઞાન કે ભાવશ્રુતદ્વારાએ જ્ઞાન આરાધનની જરૂર ઘણી હોવાથી આચાર્ય મહારાજ શ્રીમાન્ રત્નશેખરસૂરીશ્વરજીએ જ્ઞાન આરાધનમાં સ્વાધ્યાય અને ભાવના વિગેરે પણ જણાવેલાં છે.

પુસ્તકાદિના કરાવવાદ્વારાએ જ્ઞાનનું આરાધન કરતાં છતાં પણ વાચના-પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, ધર્મકથા, એ પાંચ પ્રકારના સ્વાધ્યાયમાં જરૂર પ્રવૃત્તિ કરવી જોઇએ. ગુરુમહારાજદ્વારાએ ઉપધાન અને યોગાદિ

વિધિપૂર્વક શાસ્ત્રોની વાચના લેવી તે 'વાચના' નામનો સ્વાધ્યાય કહેવાય. ઉપધાનાદિ વિધિ વગર જે વાચના લેવાય તે અને વાચના લીધા સિવાય જે શીખાય તે જ્ઞાન આરાધનનો રસ્તો નથી પણ જ્ઞાન વિરાધનનો રસ્તો છે, તેવીજ રીતે કોઈપણ સૂત્રની વાચના લીધા પછી તેના વાક્યાર્થ, મહાવાક્યાર્થ, અને ઐદંપર્યાર્થ જાણવામાં આવે ત્યાં સુધીના પરિપક્વ વિચારો થવા જોઇએ અને તેટલા માટે સૂત્ર વાંચ્યા પછી તે વાક્યાર્થાદિકને જાણવામાં થતી શંકાના નિવારણ માટે મૂળસૂત્ર અને અર્થાદિકના થતા સંશયના નિવારણ માટે ગુરુમહારાજને જે વિનયપૂર્વક પૂછવામાં આવે તે 'પૃચ્છના' નામનો સ્વાધ્યાયનો બીજો ભેદ ગણાય છે, આવી રીતે વાંચના અને પૃચ્છનાથી કરેલું શ્રુતજ્ઞાન ત્યારેજ ટકે કે જ્યારે તે સર્વ શ્રુતની 'પરાવૃત્તિ' કરવામાં આવે. આવૃત્તિની ઉપયોગિતા જાણવા માટે દુર્બલિકા પુષ્યમિત્રનું દૃષ્ટાન્ત કે જેઓને પૂર્વગતશ્રુતની આવૃત્તિ કરવાના પરિશ્રમમાં સાત શેર આઠ શેર ઘી પ્રતિદિન પચી જતું હતું. વાચના, પૃચ્છના અને પરાવર્તનાથી વાચેલું અને નિશ્ચિત કરેલું શ્રુતજ્ઞાન હોય છે છતાં તે શ્રુતજ્ઞાન એ માત્ર વકીલની નોંધ જેવું હોઇને વ્યવહારની અપેક્ષાએ તે ભાવશ્રુતપણે ગણાય છતાં પણ અસીલની માફક પોતાની જોખમદારીવાળું ન હોવાથી તાત્ત્વિકદૃષ્ટિએ દ્રવ્યશ્રુત ગણાય અને તેથી અભવ્ય કે મિથ્યાદૃષ્ટિ જીવોને પણ કિંચિત્‌ન્યૂન દશ પૂર્વ સુધીનું શ્રુત વાચના, પૃચ્છના અને પરાવર્તના રૂપે હોય છે, પણ અનુપ્રેક્ષાદ્વારાએ થતું જ્ઞાન તે અસીલની માફક જોખમદારીવાળું જ્ઞાન હોવાથી ભાવશ્રુત અને તાત્ત્વિકશ્રુત કહેવાય છે, અને તેથીજ સૂત્ર અર્થ અને તદુભયરૂપ ત્રણે પ્રકારનું શ્રુત વાચના, પૃચ્છના અને પરાવર્તનામાં આવી ગયા છતાં, 'અનુપ્રેક્ષા' નામનો સ્વાધ્યાયનો એ ચોથો ભેદ શાસ્ત્રકારોએ જણાવેલો છે. અર્થાત્‌ આ વાચનાદિક ચાર અને 'ધર્મકથા'રૂપ પાંચમો ભેદ મળી સ્વાધ્યાયના જે પાંચ ભેદો થાય તેમાં ખરેખર ભાવશ્રુત તરીકે કે સમ્યક્‌ શ્રુતજ્ઞાન તરીકે જો કોઇપણ સ્વાધ્યાયનો ભેદ હોય તો તે ફક્ત આ અનુપ્રેક્ષા નામનોજ ભેદ છે, અને તેથીજ શાસ્ત્રકારો જેમ પત્ર,

પુસ્તકાદિકમાં લખેલા જ્ઞાનને દ્રવ્યશ્રુત એટલે શરીર–ભવ્યશરીરથી વ્યતિરિક્તનો આગમ દ્રવ્યશ્રુત તરીકે ઓળખાવે છે તેવીજ રીતે વ્યંજન-શુદ્ધિ આદિક અનેક ગુણોએ યુક્ત અને ગુરૂવાચનાથી આવેલું એવું પણ શ્રુતજ્ઞાન જો અનુપ્રેક્ષા સિવાયનું હોય તો તેને અનુપયોગે દ્રવ્ય છે એમ કહી દ્રવ્યશ્રુત તરીકે જણાવે છે અને સાથે સ્પષ્ટ અક્ષરોમાં સૂત્રકાર જણાવે છે કે અનુપ્રેક્ષાને કોઈપણ પ્રકારે દ્રવ્યશ્રુતમાં ન લેવાય કિન્તુ તે અનુપ્રેક્ષા નામના સ્વાધ્યાયના ભેદને ભાવશ્રુત તરીકેજ ગણવો. અર્થાત્ અભવ્ય કે દૂરભવ્યોને આ અનુપ્રેક્ષા નામનો સ્વાધ્યાયનો ભેદ હોય નહિ. વાસ્તવિક રીતિએ તે સ્વાધ્યાયનો ભેદ એકલું મૂળ-સૂત્રનું પરાવર્તન કે અર્થની આવૃત્તિ રૂપ ન લેતા કેવલ આત્માદિક તત્વોના સ્વરૂપને અનુલક્ષીને ઉપયોગપૂર્વક જે શ્રુતજ્ઞાન વિચારવામાં આવે તેને અનુપ્રેક્ષા નામનો સ્વાધ્યાય ગણી ચોથા સ્વાધ્યાયભેદ તરીકે જણાવ્યો છે. આવી રીતે ચારે પ્રકારના સ્વાધ્યાયમાં નિષ્ણાત (નિપુણ) થએલો મનુષ્યજ વાસ્તવિક રીતિએ ધર્મ-કથા નામના પાંચમા સ્વાધ્યાયને લાયક છે અને તેથી જ ધર્મકથા નામનો સ્વાધ્યાયનો ભેદ છેલ્લો જણાવ્યો છે. અર્થાત્ ચૌદપૂર્વજ્ઞાન સુધી અને અનુપ્રેક્ષારૂપ સ્વાધ્યાય ભેદ સુધી પહોંચેલો મહાપુરૂષ જ ઉત્સર્ગાદિક ભેદને અનુસરીને, દ્રવ્ય ક્ષેત્રાદિક અવસ્થાદિકને ધ્યાનમાં રાખીને બાલાદિક શ્રોતાઓનો ભેદ સમજીને કેવલ તે શ્રોતાઓના ઉપકારની બુદ્ધિએ જ ધર્મકથા કરે અને તેવો ધર્મકથા કરવાવાળો મહાપુરૂષ એકાન્ત ધર્મને ભજવાવાળો હોય; અર્થાત્ એવા મહાપુરૂષ સિવાય બીજા ધર્મકથીઓને એકાન્ત ધર્મ થવાનો છે એમ કહેવાય જ નહિ, એટલું જ નહિ પણ તેવી બુદ્ધિ સિવાયના ધર્મકથકોજ સૂત્રમાર્ગની કથનવિધિના વિરાધક થઈ બાલાદિકને અયોગ્ય એવા ઉપદેશો આપી તે ઉપદેશને લીધે જ પોતે પોતાના શ્રોતાઓની સાથે ભયંકર સંસારસમુદ્રમાં બોજ માનનારો થાય છે. પણ પૂર્વોક્ત ગુણવાળો મહાત્મા અનુપ્રેક્ષામાં લીન હોઈ જે ધર્મકથા કરે તેમાં કોઈપણ અંશે કોઈપણ દિવસે ધર્મ થયા વગર

નહિ તો પછી શ્રીશ્રીપાળ મહારાજા જ્ઞાનપદનું આરાધન કરતાં સ્વાધ્ય દ્વારાએ એટલે પાંચે પ્રકારનો સ્વાધ્યાય કે જેમાં પાંચમો ધર્મક નામનો ભેદ આવે છે તે દ્વારાએ જ્ઞાનપદનું આરાધન કેમ કરી શકે આના સમાધાનમાં પ્રથમ તો એ સમજવાનું છે કે શ્રાવકના વંદિત્તાસૂ અંદર 'विवरीयपरूवणाए य' એ વાકયથી જીવાદિક તત્ત્વોને અંગે થ વિપરીત પ્રરૂપણાથી શ્રાવકને પ્રતિક્રમણ એટલે મિચ્છામિ દુક્કડં પાછા હઠવાનું જણાવ્યું છે. તે જો શ્રાવકને પ્રરૂપણા એટલે ધર્મક કરવાનું હોતજ નહિ તો તે વિપરીતપ્રરૂપણાથી પ્રતિક્રમવાનું પ હોતજ નહિ, અર્થાત્ શ્રાવકને ધર્મકથા કરવાની હોય છે અને તેથી થયેલી વિરૂદ્ધ પ્રરૂપણાથી પ્રતિક્રમવાનું હોય છે, આ વસ્તુ વિચાર ગીતાર્થ ગુરૂ પાસેથી સાંભળેલાં અને નિશ્ચિત કરેલાં જીવાદિક અ દેવાદિક તત્વોનું અન્ય તે તત્ત્વોથી અજાણ એવા જીવોને તે આશ્રિત ધર્મકથાદ્વારાએ શ્રીશ્રીપાળ મહારાજા આચારપ્રકલ્પધર યતિપણાની અ સ્થામાં નહિ હોવા છતાં પણ પ્રરૂપણા કરનાર થાય તેમાં કોઈ પ્રકારનું આશ્ચર્ય નથી.

પૂર્વે જણાવેલું આચારપ્રકલ્પધર સર્વવિરતિવાળા સાધુઓ ધર્મ-કથાદ્વારાએ ધર્મનું નિરૂપણ કરે એ વચન સ્વતંત્ર શાસ્ત્રાનુસારે અને આચારમય ધર્મને અનુસરીને હોય તથા શ્રીવંદિત્તાસૂત્ર વિગેરેનું વચન જીવાદિક તત્વોને નિરૂપણ કરનાર ગીતાર્થે કહેલા સ્વરૂપને અનુસરીને નહિ કે સ્વયં શાસ્ત્રશ્રેણીને અનુસરવાપૂર્વક ધર્મકથા પ્રરૂપણાને અંગે હોય તેમાં કોઈપણ જાતનું આશ્ચર્ય નથી અને તેથી જ શાસ્ત્રોમાં સ્થાને સ્થાન પર શ્રાવકોનું સ્વરૂપ જણાવતાં 'धर्माख्यायी' એટલે ધર્મના સ્વરૂપને કહેવાવાળો એવું સ્પષ્ટપણે જણાવવામાં આવે છે. એ અપેક્ષાએ શ્રાવકને પણ તત્વાતત્વની જણાવનારી ધર્મગોષ્ઠીરૂપ (નહિ કે સભાપ્રબન્ધરૂપ) ધર્મકથા હોય તેમાં કોઈ જાતનું આશ્ચર્ય જ નથી.

પૂર્વે જણાવ્યા પ્રમાણે પાંચે પ્રકારના સ્વાધ્યાયદ્વારાએ જ્ઞાનનું આરાધન કરવા છતાં પણ શ્રુત અને ચિંતારૂપ જ્ઞાનોદ્વારાએ થતી શ્ર

આરાધના કરતાં પણ ભાવના રૂપ જ્ઞાનદ્વારાએ થતી જ્ઞાનપદની આરાધના આત્માને અનહદ ઉપકાર કરનારી છે માટે પાંચે પ્રકારના સ્વાધ્યાયો જણાવ્યા છતાં ભાવના નામના જ્ઞાનને આરાધનાને અંગે અત્યંત ઉપયોગીપણે જણાવવા માટે આચાર્ય ભગવાન્ રત્નશેખરસૂરિજીએ સ્વાધ્યાયની જોડે ભાવનાને (ભાવના-જ્ઞાનને) પણ આરાધનાના સાધન તરીકે સ્પષ્ટપણે જણાવી છે.

ભાવના-જ્ઞાન હંમેશાં જગતના સર્વ જંતુઓને ચારિત્રસંજીવિનીના ન્યાયથી હિત કરનારૂં જ હોય છે અને તે ભાવના-જ્ઞાનનું તથા તેની પહેલાં થવાવાળા શ્રુત અને ચિંતા નામના જ્ઞાનનું સ્વરૂપ જાણવાની ઇચ્છાવાળાએ ભગવાન્ હરિભદ્રસૂરીશ્વરજીએ રચેલો 'ષોડશક ગ્રંથ' અને ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયજીએ રચેલ 'દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા' ગ્રંથ જોવાની જરૂર છે.

આ પ્રમાણે પાંચ પ્રકારના સ્વાધ્યાય અને ભાવના-જ્ઞાનદ્વારાએ તેમજ આદિ શબ્દથી સૂચવેલા જ્ઞાનાભ્યાસ-જ્ઞાનગુણન, જ્ઞાનદ્વારાએ કરાતી પ્રવૃત્તિ, જ્ઞાનીઓનું બહુમાન, જ્ઞાનના ભેદોની શ્રદ્ધા, વિગેરેદ્વારાએ શ્રીશ્રીપાળ મહારાજા જ્ઞાનપદનું સાતમે પદે આરાધન કરતા હતા.

સમ્યગ્દર્શનપદની આરાધના રથયાત્રાદિકે કરીને બીજાઓને સમ્યગ્દર્શન મેળવવામાં અનુકૂળતા કરવા દ્વારાએ તથા સમ્યગ્જ્ઞાનપદની આરાધના સિદ્ધાંત અને શાસ્ત્રોના કરાવવા અને લખાવવા આદિકદ્વારાએ બીજાના આત્મામાં જ્ઞાન ઉત્પન્ન થવામાં મદદરૂપ થવાદ્વારાએ થઈ શકી, પણ અવિરતિ કે દેશવિરતિ ગૃહસ્થ ચારિત્રપદના આરાધનને માટે તેવું કાંઈ કરી શકે નહિ માટે ચારિત્રપદ આરાધન કરવા માટે અવિરતિ કે દેશવિરતિવાળાએ શું કરવું એ જાણવા માટે શ્રીપાળ મહારાજે કરેલું ચારિત્રપદનું આરાધન ધ્યાનમાં લેવાની જરૂર છે.

यर्यानियमपालणेणं विरइजणरायमत्तिकरणेणं ।
जइधम्मणुरागेणं चरित्ताराहणं कुणइ ॥११७७॥

અરિહંત મહારાજાદિક પંચ પરમેષ્ઠીઓને આરાધન કર્યા તેમાં અને છટ્ઠા તથા સાતમા પદમાં સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાનની આરાધના કરી તેમાં જો કે આત્મકલ્યાણની દૃષ્ટિએ સાધનદશાની સરળતાની અપેક્ષાએ ઘણું જ આગળ વધવાનું થયું છે તો પણ તે માત્ર વિચારસૃષ્ટિ અને વચનસૃષ્ટિને મુખ્યતાએ આભારી છે.

પૂર્વે જણાવેલાં સાત પદોની આરાધનામાં કોઈ પણ પદની આરાધના વર્તનને અંગે જવાબદારીવાળી નથી, વર્તનને અંગે જવાબદારીવાળી આરાધના કોઈ પણ હોય તો તે માત્ર ચારિત્રપદનીજ આરાધના છે. જો કે અંશે પણ વિરતિ નહિ કરનારા ચોથે ગુણસ્થાનકે રહેલા અવિરત-સમ્યગ્દષ્ટિ મનુષ્યાદિકો ચારિત્રવાળાના બહુમાનને અંગે વર્તનની જવાબદારી ઉઠાવ્યા સિવાય પણ ચારિત્રપદની આરાધના કરી શકે છે, અને તેથીજ શાસ્ત્રકારો અવિરત-સમ્યગ્દષ્ટિ કે જેઓ અંશે પણ ચારિત્રના વર્તનમાં વર્તી શકતા નથી તેઓ પણ વધારામાં વધારે નવપલ્યોપમની સ્થિતિ ઓછી કરીને દેશવિરતિના ઉચ્ચપદને પામી વર્તનની જવાબદારી ઉઠાવવાવાળો થાય છે. અને તે પછી સંખ્યાતાસાગરોપમની સ્થિતિનો ક્ષય કરી સર્વવિરતિરૂપી ઉત્કૃષ્ટ વર્તનની જવાબદારી તે ઉઠાવી શકે છે, અર્થાત્ અવિરતિપણામાં ચારિત્રની કોઈપણ પ્રકારે આરાધના માનવામાં ન આવે તો તે દેશવિરતિ કે સર્વવિરતિરૂપ ચારિત્રની પ્રાપ્તિ નિર્હેતુક થઈ જાય, માટે અવિરત-સમ્યગ્દષ્ટિ જીવોને પણ ચારિત્રની આરાધના તો માનવીજ જોઈએ, પણ તે ચારિત્રની આરાધના પલ્યોપમો અને અને સાગરોપમોએ ફળવાવાળી હોઈને અત્યંત નિર્મળ છે એમ કહેવું ખોટું નથી, પણ ચારિત્રની ખરી આરાધના તો ત્યારેજ થાય કે જ્યારે પોતે પોતાના આત્માને વર્તનની જવાબદારીમાં મૂકી વ્રત અને નિયમોને પાળવામાં તત્પર થાય, જો કે વ્રત નિયમોને પાળતી વખતે મન, વચન ને કાયાથી ચારિત્રને વ્યાખ્યાનુવાદરૂપ અને તેના અનુમોદનાદિક કરવારૂપ જેમ વ્રતની આરાધના સર્વથા નથી હોતી તેમ

તો નથીજ, પણ વ્રતનિયમ પાળવાથી થતી આરાધના વર્તનરૂપ અને જોખમદારીરૂપ હોઈ તાત્વિક આરાધના છે એમ કહેવું કોઈપણ પ્રકારે અતિશયોક્તિ ભરેલું નથી.

હિંસા જુઠ, ચોરી, સ્ત્રીગમન અને પરિગ્રહથી સર્વથા કે અંશથી વિરમવું તેનું નામ વ્રતો કહેવાય છે, જો કે પાપ આવવાનાં અઢાર સ્થાનકો છે ને તેથી હિંસાદિ અઢારને પાપસ્થાનક કહેવાય છે, છતાં તે સર્વ પાપસ્થાનકોમાં આત્માને વાસ્તવિક રીતિએ હણવામાં હથીયાર તરીકે ઉપયોગમાં આવનારાં આ પાચજ પાપસ્થાનકો છે, ક્રોધાદિક અને રાગદ્વેષાદિકથી આ આત્મા ચાહે તેટલો વેગવાળો થાય તોપણ હિંસાદિ પાપોના વિચારોમા તે ન આવે ત્યાં સુધી કોઈપણ કાર્યને નીપજાવવા સમય થતો નથી. અર્થાત્ ઉપર જણાવેલ હિંસાદિક પાંચ કર્મરાજાના હથીયારો હોઈ તે પડાવી નાખવાની પહેલી જરૂર શાસ્ત્રકારોએ વિચારી છે.

જગતમા ચાહે જેવી શૌર્યવાળી અને ઉદ્ધત પ્રજા ચાહે જેટલી સંખ્યામાં હોય પણ તે જો નિ શસ્ત્ર થઈ જાય તો થોડીજ મુદ્દતમાં તે પ્રજા નિર્માલ્ય થઈ નામશેષ થઈ જાય છે. આ વાત ઇતિહાસજ્ઞોથી અજાણી નથી તેવીજ રીતે અહીં પણ કર્મરાજાના હિંસા વગેરે હથીયારો પડાવી દઈ તેને નિ શસ્ત્ર બનાવવામાં આવે એટલે અહિંસકપણા વિગેરેને ધારણ કરનારા આત્મામાં ગોઠવવામાં આવે તો તે કર્મને પણ નિર્બળ બની ગુલામીમાં જીવન ગુજારી નામશેષ થયે જ છૂટકો થાય છે માટે શાસ્ત્રકારોએ હિંસાદિક પાચેને આદ્યપદે અથવા મુખ્યપણે આસ્રવ તરીકે લીધા અને માત્ર તે હિંસાદિક આસવોના દેશથી કે સર્વથી પચ્ચખ્ખાણ કરનારાઓનેજ વ્રતધારી માન્યા. વળી આ જગોપર એ પણ બીના ધ્યાનમાં રાખવાની છે, કે સ્થાન સ્થાન પર શાસ્ત્રકારો પ્રાણાતિપાત, મૃષાવાદ વિગેરેનાં પચ્ચખ્ખાણો જણાવી તેનું વિરતિપણું એટલે વ્રતપણું સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે, ત્યારે ક્રોધ, માનાદિકને અંગે શાસ્ત્રકારો વિવેક શબ્દ લગાડી ક્રોધવિવેક, માનવિવેક, વિગેરે પદો જણાવે છે.

નાશ પામી એમ જે શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલું છે તે અહિં તત્વપ્રીતિ અને તત્વપ્રતીતિના શૂન્યપણાનેજ આભારી છે, કંઈક ન્યૂન દશપૂર્વ સુધીનું જ્ઞાન ભણવા છતાં પણ જે અજ્ઞાની અગર મિથ્યાત્વીપણાની દશા ગણાવાનો વખત રહે છે. તે પણ આ તત્વપ્રીતિ અને તત્વપ્રતીતિના અભાવને અંગે હોય તે સ્વાભાવિક છે, ભવચક્રને અંગેજ ચારિત્ર આઠજ વખત મળવાનું કહેવામાં આવે છે, તે પણ આ તત્વપ્રતીતિ અને તત્વપ્રીતિવાળુજ હોય છે, આવી રીતે સમ્યગ્દર્શનને અંગે તત્વપ્રતીતિ અને તત્વપ્રીતિ જેને થયેલી હોય છે તે ,દરેક જીવહિંસાદિક સર્વપાપોને દૂર કરવા માટે પહેલી તકે તૈયાર થાય છે. આવી રીતે સમ્યક્ત્વ પામેલો મનુષ્ય હિંસાદિક સર્વ પાપોને દૂર કરવા તૈયાર થાય એ નિયમને અનુસરીનેજ શાસ્ત્રકારોએ દેશના દેવાવાળા મહાપુરુષને અંગે પ્રથમ મહાવ્રત એટલે હિંસાદિક સર્વપાપોની સર્વથા વિરતિની દેશના દેવી એવો નિયમ રાખેલો છે, અને તે એટલે સુધી કે જો કોઈ ઉપદેશ દેનારો મનુષ્ય સર્વવિરતિ એટલે સર્વ હિંસાદિ પાપોની નિવૃત્તિની દેશના આપ્યા સિવાય દેશવિરતિ એટલે હિંસાદિ પાપોએ નિવૃત્તિની દેશના આપ્યા સિવાય દેશવિરતિ એટલે હિંસાદિકના એક અંશે વિરતિ કરવી તેનો ઉપદેશ આપે તો તે ઉપદેશકને પ્રાયશ્ચિત્ત લાગે, કારણ કે પ્રથમ તો જે પાપના એક અંશની

દેશવિરતિનો પણ ઉપદેશ કર્તવ્યજ છે.

પૂર્વે જણાવ્યા પ્રમાણે સમ્યક્ત્વ પામેલા જીવને સર્વવિરતિનો ઉપદેશ આપતાં કેટલાક લઘુકર્મી જીવો તો તેજ સમ્યક્ત્વની સાથે સર્વવિરતિને પ્રાપ્ત કરે છે, પણ સર્વ જીવો કરણીમાં સરખા ન હોય એ નિયમને અનુસરીને હિંસાદિક સર્વ પાપોથી વિરતિ કરવાનું પોતાની અશક્તિ કે આસક્તિને લીધે અસમર્થ જણાય તો તેવા જીવો વિરતિના માર્ગથી સર્વથા દૂર રહે નહિ, અર્થાત્ નિરંકુશપણે સર્વ પાપમાં પ્રવર્તેલા રહે નહિ, અને અંશે પણ પાપની વિરતિ કરવાવાળા થવાથી પરિણામે સર્વ પાપોથી સર્વથા વિરતિ કરવાવાળા થાય એ મુદ્દાથી સર્વવિરતિના પહેલા વર્ગ તરીકે દેશવિરતિ એટલે કંઈક અંશે પાપની નિવૃત્તિ કરવાનો ઉપદેશ આપવાની જરૂર રહે, આવી રીતે સર્વવિરતિ કે દેશવિરતિને પામેલા જીવો વિરતિવાળા મનાય છે.

ભક્તિરાગનું સ્વરૂપ અને તેની જરૂરીયાત

એવી રીતે સર્વવિરતિ કે દેશવિરતિવાળા થયેલા જીવો પોતાની તે સર્વવિરતિ કે દેશવિરતિને તન, ધન, કુટુંબ વિગેરે સર્વના ભોગે પણ સુરક્ષિત કરવાને તૈયાર રહે છે, અને તેવા જીવો વિરતિમાં એટલે સર્વવિરતિ કે દેશવિરતિમાં એકનિષ્ઠાવાળા હોઈ વિરતિ-પરાયણ કહેવામાં આવે છે, તેવા સર્વવિરતિ કે દેશવિરતિમાં એકનિષ્ઠા-વાળા મહાનુભાવોની ઉપર કેવલ વિરતિના જ બહુમાનને અંગે જે રાગ ધરવામાં આવે છે તેજ વિરતિનો ભક્તિરાગ કહેવાય, આ વિરતિના ભક્તિરાગમાં ચક્રવર્તિ અને દ્રમકપણાનો, રાજા કે રંકપણાનો, શ્રીમંત કે દરિદ્રનો, શેઠ કે નોકરનો, શત્રુ કે મિત્રનો, સ્વજન કે પરજનનો, વિભાગ રહેવાનો અવકાશ નથી, અને જો તેવો વિભાગ સર્વવિરતિ કે દેશવિરતિ વાળાને અંગે રહે, તો તે શુદ્ધ ભક્તિરાગ નથી, શુદ્ધ ભક્તિરાગ તો કેવળ સર્વ કે દેશથી થતી વિરતિના બહુમાનને અંગે જ રહેલો છે, જેવી રીતે ષટ્ખંડ ભરતના ભોક્તા ચક્રવર્તિઓ ત્રણ ખંડના માલીક વાસુદેવો અને

નાશ પામી એમ જે શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલું છે તે અહિં તત્વપ્રીતિ અને તત્વપ્રતીતિના શૂન્યપણાનેજ આભારી છે, કંઈક ન્યૂન દશપૂર્વ સુધીનું જ્ઞાન ભણવા છતાં પણ જે અજ્ઞાની અગર મિથ્યાત્વીપણાની દશા ગણાવાનો વખત રહે છે. તે પણ આ તત્વપ્રીતિ અને તત્વપ્રતીતિના અભાવને અંગે હોય તે સ્વાભાવિક છે, ભવચક્રને અંગેજ ચારિત્ર આઠજ વખત મળવાનું કહેવામાં આવે છે, તે પણ આ તત્વપ્રતીતિ અને તત્વપ્રીતિવાળાજ હોય છે, આવી રીતે સમ્યગ્દર્શનને અંગે તત્વપ્રતીતિ અને તત્વપ્રીતિ જેને થયેલી હોય છે તે દરેક જીવહિંસાદિક સર્વપાપોને દૂર કરવા માટે પહેલી તકે તૈયાર થાય છે, આવી રીતે સમ્યક્ત્વ પામેલો મનુષ્ય હિંસાદિક સર્વ પાપોને દૂર કરવા તૈયાર થાય એ નિયમને અનુસરીનેજ શાસ્ત્રકારોએ દેશના દેવાવાળા મહાપુરુષને અંગે પ્રથમ મહાવ્રત એટલે હિંસાદિક સર્વપાપોની સર્વથા વિરતિની દેશના દેવી એવો નિયમ રાખેલો છે, અને તે એટલે સુધી કે જો કોઈ ઉપદેશ દેનારો મનુષ્ય સર્વવિરતિ એટલે સર્વ હિંસાદિ પાપોની નિવૃત્તિની દેશના આપ્યા સિવાય દેશવિરતિ એટલે હિંસાદિ પાપોએ નિવૃત્તિની દેશના આપ્યા સિવાય દેશવિરતિ એટલે હિંસાદિકના એક અંશે વિરતિ કરવી તેનો ઉપદેશ આપે તો તે ઉપદેશકને પ્રાયશ્ચિત્ત લાગે, કારણ કે પ્રથમ તો જે પાપના એક અંશની વિરતિ કહેવામાં આવે તે સિવાયના અન્ય પાપની અનુમતિ અર્થાન્તરે અનુજ્ઞા કરેલી ગણવામાં આવે તેવી એક અંશે પણ પાપની અનુજ્ઞાવાળો ઉપદેશ સર્વપાપથી ત્રિવિધ ત્રિવિધ વિરતિ કરનારા માટે યોગ્યજ ગણાય નહિ, વળી કદાચિત્ તે શ્રોતા તેવી દેશથી વિરતિ સાંભળીને તે સુંખ આચરી શકાય તેવી ગણીને તેમાંજ આસ્થિત થઈ જાય અર્થાત્ જેના અધ્યવસાયો ઉલ્લાસ પામ્યા હોત તો સર્વવિરતિને પ્રાપ્ત કરાવી શકત તે અધ્યવસાયો દેશ થકી પાપની વિરતિ કરવામાંજ રોકાઇ જાત અને તેવી રીતે થયેલું મોટું નુકશાન તે ઉપદેશકની દીર્ઘદર્શિતાના અભાવનેજ આધીન થાય, માટેજ સર્વવિરતિનો ઉપદેશ આપ્યા સિવાય દેશવિરતિનો ઉપદેશ આપવામાં શાસ્ત્રકારોએ પ્રાયશ્ચિત્ત જણાવેલું છે.

### દેશવિરતિનો પણ ઉપદેશ કર્તવ્યજ છે.

પૂર્વે જણાવ્યા પ્રમાણે સમ્યક્ત્વ પામેલા જીવને સર્વવિરતિનો ઉપદેશ આપતાં કેટલાક લઘુકર્મી જીવો તો તેજ સમ્યક્ત્વની સાથે સર્વવિરતિને પ્રાપ્ત કરે છે, પણ સર્વ જીવો કરણીમાં સરખા ન હોય એ નિયમને અનુસરીને હિંસાદિક સર્વ પાપોથી વિરતિ કરવાનું પોતાની અશક્તિ કે આસક્તિને લીધે અસમર્થ જણાય તો તેવા જીવો વિરતિના માર્ગથી સર્વથા દૂર રહે નહિ, અર્થાત્ નિરંકુશપણે સર્વ પાપમાં પ્રવર્તેલા રહે નહિ, અને અંશે પણ પાપની વિરતિ કરવાવાળા થવાથી પરિણામે સર્વ પાપોથી સર્વથા વિરતિ કરવાવાળા થાય એ મુદ્દાથી સર્વવિરતિના પહેલા વર્ગ તરીકે દેશવિરતિ એટલે કંઈક અંશે પાપની નિવૃત્તિ કરવાનો ઉપદેશ આપવાની જરૂર રહે. આવી રીતે સર્વવિરતિ કે દેશવિરતિને પામેલા જીવો વિરતિવાળા ગણાય છે.

### ભક્તિરાગનું સ્વરૂપ અને તેની જરૂરીયાત

એવી રીતે સર્વવિરતિ કે દેશવિરતિવાળા થયેલા જીવો પોતાની તે સર્વવિરતિ કે દેશવિરતિને તન, ધન, કુટુંબ વિગેરે સર્વના ભોગે પણ સુરક્ષિત કરવાને તૈયાર રહે છે, અને તેવા જીવો વિરતિમાં એટલે સર્વવિરતિ કે દેશવિરતિમાં એકનિષ્ઠાવાળા હોઈ વિરતિ-પરાયણ કહેવામાં આવે છે, તેવા સર્વવિરતિ કે દેશવિરતિમાં એકનિષ્ઠ-વાળા મહાનુભાવોની ઉપર કેવલ વિરતિના જ બહુમાનને અંગે જે રાગ ધરવામાં આવે છે તેજ વિરતિનો ભક્તિરાગ કહેવાય. આ વિરતિના ભક્તિરાગમાં ચક્રવર્તિ અને દ્રમકપણાનો, રાજા કે રંકપણાનો, શ્રીમંત કે દરિદ્રનો, શેઠ કે નોકરનો, શત્રુ કે મિત્રનો, સ્વજન કે પરજનનો, વિભાગ રહેવાનો અવકાશ નથી, અને જો તેવો વિભાગ સર્વવિરતિ કે દેશવિરતિ-વાળાને અંગે રહે, તો તે શુદ્ધ ભક્તિરાગ નથી, શુદ્ધ ભક્તિરાગ તો કેવળ સર્વ કે દેશથી થતી વિરતિના બહુમાનને અંગે જ રહેલો છે, જેવી રીતે ષટ્ખંડ ભરતના ભોક્તા ચક્રવર્તિઓ ત્રણ ખંડના માલીક વાસુદેવો અને

અનેક દેશના સ્વામી રાજા મહારાજા શુદ્ધ ભક્તિભાવથી વિરતિની અધિકતા ગણીને સર્વવિરતિ ગ્રહણ કરનારા એક સામાન્ય સાધુને પણ અતિશય ભક્તિભાવથી વંદન કરે છે, અને પોતાની જગતમાં સર્વોપરિ સ્થિતિને તે વંદનના અધિકારમાં અંશે પણ પેસવા દેતા નથી, તેવી રીતે ભક્તિ કરનારા પુરુષોએ પણ વિરતિવાળાની ભક્તિ કરતી વખત પણ તેવો ઋદ્ધિ-સમૃદ્ધિ, નાત-જાત કે સ્વજન-પરજનનો ભેદ નહિ રાખતાં નિર્વિશેષપણે ભક્તિ કરવી જોઈએ અને તેવે સ્થાને રહેલો રાગ તેજ ભક્તિરાગ કહી શકાય. જોકે સગાસંબંધીમાંથી દેશ કે સર્વથી વિરતિ લેનારા ઉપર કંઈક અંશે સ્નેહરાગ હોય છે પણ તેટલા માત્ર સ્નેહરાગથી ભક્તિરાગનું ફળ ચાલ્યું જાય છે તેમ નથી, પણ જેટલા અંશે સ્નેહરાગ રહે તેટલે અંશે તો નુકશાન છે પણ તેવા સ્નેહરાગના કંઈક અંશે થતા નુકશાનના ભયે ભક્તિરાગ વર્જવા જેવો નથી, જો કે શુદ્ધ ભક્તિરાગ તો શત્રુ-મિત્રાદિના સમ્બન્ધને વચમાં લાવ્યા સિવાય કેવલ વિરતિ આદિ ગુણોને અંગેજ રાગ ધારણ કરાય ત્યારેજ કહેવાય; આ કારણથી શ્રીશ્રીપાળ મહારાજા ચારિત્રપદનું આરાધન કરતાં દેશ કે સર્વથા વિરતિને ધારણ કરનારા મહાનુભાવો ઉપર ભક્તિરાગ કરે છે. એ વાત ધ્યાનમાં રાખવાની છે કે ચારિત્ર એ આત્માનો સ્વાભાવિક ગુણ છતાં પણ મોહનીય કર્મનાં પટલથી તે ગુણ આવરાયેલો છે, અને જ્યાં સુધી તે ચારિત્ર મોહનીયનાં પટલો ખસે નહિ ત્યાં સુધી આત્માનો ચારિત્રગુણ પ્રગટ થાય નહિ, અને તે ચારિત્રને રોકનારાં મોહનીયનાં પટલો જો કે ચારિત્રની ઇચ્છા અને તેની સામાન્ય ક્રીયાથી ખસે છે, પણ તે ચારિત્રના રોકનાર મોહનીયના પટલનો ખરેખરો નાશ ચારિત્રવાળાના ભક્તિ-બહુમાનથીજ થાય છે. અર્થાત્ જે આત્માને જે ગુણો પ્રાપ્ત કરવા હોય તે આત્માએ તે તે ગુણો પ્રાપ્ત કરનારા લોકોત્તમપુરુષોની ભક્તિ, બહુમાનદ્વારાએ સેવાભાવ કરવો તેજ તે ગુણોને પ્રાપ્ત કરવાનો મુખ્ય રસ્તો છે, તેથીજ મહારાજા શ્રીપાળ દેશ કે સર્વથી વિરતિને ધારણ કરનારા મહાનુભાવોની ભક્તિમાં લીન રહી ચારિત્રપદની આરાધના કરે છે.

માર્ગાનુસારી ગુણોની પ્રશંસાથી ચૂકવાવાળો મનુષ્ય દર્શનાચારથી ચૂકે છે, અને તે પ્રાયશ્ચિત્તનું સ્થાન બને છે, એટલું જ નહિ પણ વાદીને જીતવાવાળા શિષ્યની પ્રશંસા નહિ કરનાર આચાર્યની માફક સંસારને વધારનારો થાય છે, અને એટલાજ માટે શાસ્ત્રકારોએ 'ઉવવૂંહણા' એટલે પ્રશંસા નામનો આચાર જણાવી પ્રશંસામાં ઐચ્છિકપણું નહિ જણાવતાં 'અનુવવૂંહણા'ને અનાચાર જણાવી 'ઉવવૂંહણા' એટલે પ્રશંસાનું ફરજીઆતપણું જણાવી તે નહિ કરવામાં પ્રાયશ્ચિત્ત જણાવ્યું છે. આ હકીકત ધ્યાનમાં રાખવાથી ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્ મહાવીર મહારાજા સરખાએ દેવ, દાનવ અને મનુષ્યની પર્ષદા વચ્ચે કામદેવ અને સુલસા વિગેરેની કરેલી પ્રશંસાનું તત્વ માલુમ પડશે, અને તેથીજ મહારાજા શ્રીશ્રીપાળ પણ એકલા સર્વવિરતિ કે દેશવિરતિ નહિ પણ સામાન્ય રીતિએ સર્વે સર્વવિરતિ કે દેશવિરતિને ધારણ કરવાવાળાઓની ઉપર ભક્તિરાગ ધરવા દ્વારાએ ચારિત્રપદનું આરાધન કરે છે.

## ભોજનાદિ અને વાત્સલ્યરૂપ ભક્તિમાં વિશેષતા.

જો કે આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ મહાત્માઓને અંગે સ્થાન, અશનાદિ, દેવાદ્વારાએ આગળ આરાધન જણાવેલું છે અને અહિં પણ તેવી રીતે સર્વવિરતિવાળા કે દેશવિરતિવાળાઓને અશનાદિક દેવાદ્વારાએ ભક્તિ કરી વિરતિનું બહુમાન વધારી ચારિત્રપદનું આરાધન કરવા જણાવવું જરૂરી હતું, પણ તે નહિ જણાવતાં અહિં સર્વવિરતિ કે દેશવિરતિવાળાઓના ભક્તિરાગદ્વારાએજ ચારિત્રપદનું આરાધન જે જણાવવામાં આવ્યું છે તે એમ સૂચવે છે કે સર્વ કે દેશથી વિરતિ ધારણ કરવાવાળાઓની સ્થાનાદિ, અશનાદિ દેવાદ્વારાએ કે વિનયાદિ કરવાદ્વારાએ જે ભક્તિ કરવામાં આવે છે, તે જો કે ચારિત્રપદની આરાધનાને અંગે ઉપયોગી અને અવશ્યકર્તવ્ય તરીકે છે, પણ તેનું પર્ફ ફળ મેળવનારાઓએ તે ભક્તિની કિંમત કરતાં પણ તે વિરતિ ધારણ કરનારા મહાનુભાવો ઉપર તેમના ગુણોના રાગરૂપી જે ભક્તિરાગ કરવામાં આવે તેની

કિંમત ઘણી જ ઉંચી ગણવી જોઈએ. અર્થાત્ સમ્યક્ત્વાદિક કે વિરતિ આદિ ગુણવાળાઓની અશનાદિ દેવાદ્વારાએ થતી ભક્તિ વ્યવહારભક્તિ કે દ્રવ્યભક્તિ તરીકે ગણાય, જ્યારે તેની ઉપર તેના ગુણોને અંગે થતો રાગ જો એ ભક્તિની સાથે મેળવી શકાય તોજ તે ભક્તિરાગ કહેવાય, અને તેજ શુદ્ધભક્તિ કે પારમાર્થિકભક્તિ કહી શકાય. આ વાત ધ્યાનમાં લઈશું, ત્યારે શ્રાદ્ધવિધિ વિગેરેમાં શાસ્ત્રકારોએ ચતુર્વિધસંઘની ભક્તિ સાથે તેમના આ આદરસત્કાર વિગેરે કરવાને માટે જણાવેલા વિધિઓની કિંમત આપણી સમજમાં આવશે. યાદ રાખવાની જરૂર છે કે શાસ્ત્રકારોએ દર્શનાચારમાં સાધર્મિકભોજનને દર્શનાચાર તરીકે ગણાવ્યું નથી, પણ સાધર્મિકવાત્સલ્યનેજ દર્શનાચાર તરીકે ગણાવ્યું છે, આ કહેવાનું તત્ત્વ એવું નથી કે સાધર્મિકને અશનાદિ, વસ્ત્રાદિ, સ્થાનાદિ આપવાથી ભક્તિ થતી નથી કે ભક્તિ કરવી નહિ, પણ આ કહેવાનું તત્ત્વ તો એજ છે કે સાધર્મિકોની અશનાદિ દ્વારાએ થતી ભક્તિ તે માત્ર એક વાત્સલ્યનું અંગ છે, વર્તમાનકાળમાં સાધર્મિકોની ભોજનદ્વારાએ ભક્તિ કરનારા જો કે ઘણા જોવામાં આવે છે, પણ તે સાધર્મિકોના ધર્મપ્રાપ્તિ વિગેરે ગુણોના બહુમાનને લક્ષ્યમાં રાખીને અશનાદિ દેવાદ્વારાએ વાત્સલ્યનું કાર્ય બજાવવારૂપ ભક્તિરાગ ધરાવનારા ઘણા ઓછા હોય છે, એમ કહીએ તો પણ ચાલે કે કેટલાક તો થીમત્તાની સહેસત તરીકેજ સાધર્મિકોની અશનાદિદ્વારાએ બાહ્યભક્તિની સાથે અંતઃકરણમાં તેના ગુણોના બહુમાનને અને તેના આદરને સ્થાન આપવાની ઘણીજ જરૂર છે.

## ભક્તિરાગના ગુણની દશા વિચારવાની જરૂર.

દરેક ભક્તિ કરનાર મનુષ્યે એટલું તો જરૂર સમજવાનું છે કે અનંતા પુદ્ગલપરાવર્તની રખડપટ્ટી કરનારો જીવ અનંતા પુદ્ગલપરાવર્તો રખડ્યા પછીજ ત્રસપણાને પણ પામે છે, અને અનંતી વખત ત્રસપણું પામ્યો છતાં પણ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના શાસનને

પામનારો મનુષ્ય મેળવી શકે છે. અર્થાત્ એમ કહીએ તોપણ કંથચિત્ સાચું જ ગણાય કે દેવગતિની અપેક્ષાએ એટલે પરભવના સ્થાનને અંગે નવધારક ઉત્કૃષ્ટ શ્રાવકની દશા અને પરમાત્માના શાસનની આરાધનાની દિશામાં કોઈપણ જાતનો આંતરો નથી, તેમજ જ્ઞાન અને ચારિત્રની આરાધના કરનારો પણ મહાપુરુષ જેમ એક, ત્રણ અને આઠ ભવે મુક્તિ મેળવી શકે છે તેવીજ રીતે ભગવાન્ જિનેશ્વર મહારાજાના શાસનની પ્રાપ્તિ કરી તેની આરાધના કરનારો મનુષ્ય પણ તદ્ભવે, ત્રણ ભવે કે આઠ ભવે મુક્તિ મેળવી શકે છે.

વ્યવહાર ચારિત્ર તરફ ઈચ્છા અને પ્રીતિવાળોજ
સાધર્મિકપણાની ભક્તિને પાત્ર.

આ બધું કહેવાનું તત્વ એ નથી કે એકલું સમ્યક્ત્વ ધારણ કરે, અર્થાત્ શાસનઆરાધનામાંજ મસ્ત રહે, અને જ્ઞાન તથા ચારિત્રની પ્રાપ્તિ તરફ દુર્લક્ષ્ય કરે, કેમકે જે મનુષ્યને જ્ઞાન અને ચારિત્રની પ્રાપ્તિ તરફ દુર્લક્ષ્ય હોય અગર તે બેની આરાધના કરવાનો અભિલાષી ન હોય તેને ભગવાન્ જિનેશ્વર મહારાજનું શાસન પ્રાપ્ત થયું છે અગર તે સમ્યગ્દર્શનની આરાધના કરનારો છે એમ અંશે પણ કહી શકાય નહિ, કેમકે ભગવાન્ જિનેશ્વર મહારાજના શાસનને કે સમ્યગ્દર્શનની આરાધનાને પહોંચેલો મનુષ્ય જ્ઞાન અને ચારિત્રની આરાધનાને અંતઃકરણથી હમેશાં ઈચ્છનારો અને તેની પ્રાપ્તિના દિવસને ધન્ય દિવસ ગણનારોજ હોય.

વીતરાગ પરમાત્માના શાસનને પામેલો પડી જાય
તો પણ જરૂર ચ્હડે.

ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના શાસનને પામીને રત્નત્રયીની આરાધના કરવાવાળો અને તત્ત્વત્રયીની શ્રદ્ધાવાળો થએલો જીવ પોતાની તેવી શ્રદ્ધા જો ન ટકાવી શકે તો તે ભગવાનના શાસનથી અને સમ્યગ્દર્શનથી પતિત થએલો ગણાય, જો કે તેવી રીતે શ્રદ્ધા પ્રાપ્ત

થવી વળી શ્રદ્ધાથી ખસવું, વળી શ્રદ્ધા પ્રાપ્ત થવી, વળી શ્રદ્ધાથી ખસવું એમ એક જન્મમાં પણ હજારો વખત બને છે, અને આખા ભવચક્રની અપેક્ષાએ તો હજારો અસંખ્યાતી વખત તેવી શ્રદ્ધાઓનું આવવું, ખસવું અને આવવું થાય છે, અને તેથીજ શાસ્ત્રકારો સમ્યક્ત્વના અસંખ્યાત હજાર આકર્ષ આખા ભવચક્રમાં કહે છે, અને એક ભવમાં હજારો આકર્ષો કહે છે, એટલુંજ નહિ પણ ઉપર જણાવેલી રત્નત્રયીની માન્યતા અને સમ્યગ્દર્શનની આરાધનાના વિચારોની ફેરફારીને લીધે જ ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતા ભાગના પ્રદેશ જેટલા ભવો સુધી તેવી શ્રદ્ધાના રંગો જીવને આવી જાય છે એમ સ્પષ્ટપણે શાસ્ત્રકારો જણાવે છે યાદ રાખવાની જરૂર છે કે કુલાચારે કે વ્યવહારથી કરાતી દેવ, ગુરુ, ધર્મની આરાધના એક જન્મમાં હજારો વખત પલટવાનો સંભવ ઓછો છે.

## આસ્રવની હેયતા ને સંવરની ઉપાદેયતા.

ઉપર જણાવ્યા પ્રમાણે રત્નત્રયીની આરાધનાની શ્રેષ્ઠતાનો ખ્યાલ કે જીવાદિક તત્ત્વોના યથાર્થપણાનો આસ્રવ અને બંધના સર્વથા હેયપણાનો ખ્યાલ અને સંવર તથા નિર્જરાના સર્વથા ઉપાદેયપણાનો ખ્યાલ ખસી જાય ત્યારે વ્યવહારદૃષ્ટિએ રત્નત્રયીની આરાધના કરાતાં છતાં પણ ભગવાનના શાસનથી ખસી જવાય છે, અને આટલાજ માટે ભગવાન્ હેમચંદ્રસૂરિજીએ વીતરાગ પરમાત્માની આજ્ઞાના સ્વરૂપને અંગે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે :—

आकालमियमाज्ञा ते हेयोपादेयगोचरा ।

आस्रवस्सर्वथा हेय उपादेयश्च संवरः ॥

હે ભગવાન્ ! આશ્રવ સર્વથા છોડવા લાયક છે, અને સંવર સર્વથા આદરવા લાયક છે એવી છોડવા અને આદરવા સંબંધી આપની આજ્ઞા સર્વકાળમાં એક સરખીજ છે, અર્થાત્ કોઈપણ કાલે કોઈપણ

પ્રસંગે જીવને આસ્રવનું હેયપણું છે એ વાત ધ્યાનમાંથી નીકળી જાય, અગર સંવરનું સર્વકાળે સર્વપ્રકારે ઉપાદેયપણું છે એ હકીકત લક્ષ્ય બહાર જાય એટલે તેનાથી વિરુદ્ધ પ્રરૂપણા કે માન્યતા થાય તો કોઈપણ જીવ પછી તે દેવતા હો કે મનુષ્ય હો, રાજા હો કે રંક હો, શ્રીમાન્ હો કે દરિદ્ર હો, મહાવ્રતધારી હો કે અણુવ્રતધારી હો, વ્રતયુક્ત હો કે વ્રતરહિત હો, વ્યવહારદષ્ટિએ રત્નત્રયીની આરાધના કરનારો હો કે નહિ કરનારો હો, ગમે તે હો, પણ તે આજ્ઞાનો વિરાધક થાય છે, અને સમ્યક્ત્વ એટલે ભગવાન્ વીતરાગના શાસનથી પતિત થાય છે.

## વ્યવહારધર્મને વિરાધનાર ધર્મનો વિરાધક.

આત્મકલ્યાણની દૃષ્ટિએ ઉપર જણાવેલી આજ્ઞાના અમોઘ પ્રવાહ સિવાય દાન, શીલ, તપ કે ભાવરૂપી વૃક્ષો એક અંશે પણ કાર્ય કરનારા થઈ શકતા નથી. આ કહેવાનું તત્ત્વ એ નથી કે વ્યાવહારિકદષ્ટિએ થતી રત્નત્રયીની આરાધના નિરૂપયોગી છે કે તેને નિરૂપયોગી માનવી કેમકે તે રત્નત્રયીની વ્યાવહારિકદષ્ટિએ થતી આરાધનાને નિરૂપયોગી તરીકે માનનારો મનુષ્ય ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના શાસનને કે સમ્યક્ત્વને પામેલો નથી એટલુંજ નહિ પણ મોક્ષમાર્ગને અનુસરતો થવાને માટે પણ તે વ્યાવહારિક આરાધનાને નિરૂપયોગી માની કરેલી વિરાધનાના જોરે સેંકડો જન્મો સુધી પણ વીતરાગ પરમાત્માનું શાસન અને સમ્યગ્દર્શન પામવા મુશ્કેલ છે.

## વ્યવહારથી સમ્યક્ત્વ અને તેનો મહિમા.

જેઓ વ્યવહારથકી આરાધનમાં પ્રવર્તેલા છે, તેઓ પણ વ્યવહારથી સમ્યગ્દષ્ટિ તરીકે ગણાય છે અને તેવાઓને સમ્યગ્દષ્ટિ તરીકે માનનારો મનુષ્ય તેમજ તેવાઓને સમ્યગ્દર્શનવાળા માનીને ભક્તિ કરવાવાળો મનુષ્ય સમ્યગ્દર્શનથી પતિત થયો છે કે સમ્યગ્દર્શનની વિરાધના કરે છે એમ કહી શકાયજ નહિ જો કોઈપણ તેવા જ્ઞાન કે પ્રબળ કારણથી તેના

અંતઃકરણની વિપરીતતાનો ખ્યાલ આવે તે પણ તેવી વિપરીતતા હોવી જોઇએ કે જે સ્પષ્ટ સૂત્રવિરોધવાળી અને સાચું સમજાય તેવું છતાં પણ કદાગ્રહવાળી હોય, તો તેવી અંતઃકરણવાળી સ્થિતિ જે ધરાવતો હોય તેને બાહ્યક્રિયા છતાં પણ સમ્યક્ત્વવાળો માનવામાં અડચણ સમજવી. બાકી ધ્યાન રાખવાની જરૂર છે કે જિનેશ્વર મહારાજે મોક્ષ માટે જણાવેલી ક્રિયામાં એક નમસ્કારનો પહેલો અક્ષર 'ન'કાર કે કરેમિભંતેનો પહેલો અક્ષર 'ક'કાર તે પણ એવાજ ભાગ્યશાળીઓને પ્રાપ્ત થાય કે જેઓએ મોહનીયકર્મની સિત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ તોડી નાખી હોય, અર્થાત્ ઓગણોસિત્તેર સાગરોપમની સ્થિતિ તોડ્યા સિવાય નમસ્કારનો 'ન'કાર કે કરેમિભંતેનો 'ક'કાર પણ મળતો નથી. આજે નમસ્કારના 'ન'કાર અને કરેમિભંતેના 'ક'કારની વાત થઇ તે યથાર્થ તત્વાર્થશ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વ ન પામેલો હોય તેવાઓને માટે પણ સમજવી. સમ્યક્ત્વ સિવાયના જીવો તો શું પણ અભવ્યજીવો કે જેઓએ કોઇ કાળે મોક્ષ માન્યો નથી. માનતા નથી અને માનવાના નથી અને જેને મોક્ષની ઇચ્છા થઇ નથી, થતી નથી અને થવાની પણ નથી તેઓને પણ નમસ્કારનો 'ન'કાર કે કરેમિભંતેનો 'ક'કાર ત્યારેજ મળે છે કે જ્યારે તેઓ મોહનીયકર્મની સિત્તેર કોડાકોડ સાગરોપમની સ્થિતિમાંથી ઓગણોસિત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ તોડી નાખી લઘુકર્મી બને, તો પછી જે ભવ્યજીવો મોક્ષને માનવાવાળા અને ઇચ્છાવાળા હોઇ નમસ્કારના 'ન'કાર અને કરેમિભંતેના 'ક'કાર કરતાં ઘણા આગળ વધીને વ્યવહારદૃષ્ટિથી પણ ધર્મનું જ્ઞાન અને ધર્મની આરાધના કરનારા હોય, તે જ્ઞાન અને આરાધનાની સ્થિતિ અનંત ભવોએ મળવી દુર્લભ હતી તેને પામ્યા છે તો તેવા જીવો ધર્મિષ્ઠ પ્રાણીઓને ભક્તિ કરવા લાયક કેમ ન હોય ?

## વ્યવહારસમકિત અને વ્યવહાર વિરતિવાળાજ ભક્તિનું ભાજન.

શાસ્ત્રકારો તેનેજ વ્યવહાર સમ્યક્ત્વ કહે છે કે જેઓનું અંતઃકરણ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનને દેવ તરીકે, પંચમહાવ્રતપાલક

સદ્ગુમહાત્માઓને ગુરુ તરીકે અને વીતરાગ સર્વજ્ઞ પ્રભુએ નિરૂપણ કરેલા જીવાજીવાદિ પદાર્થોને તત્ત્વ તરીકે માનતા હોય આવું વ્યવહારસમ્યક્ત્વ પણ જેને પ્રાપ્ત થયું હોય, તેઓ પણ મોહના મૂળને ઉખેડી નાખનારા હોઈ કાંઈક ન્યૂન અર્ધપુદ્ગલપરાવર્તમાં મોક્ષ પામે છે, તો તેવા વ્યવહારથી સમ્યગ્દર્શન ધારણ કરવાપૂર્વક જેઓ દેશથી કે સર્વથી વિરતિને ધારણ કરવાની હદે પહોંચેલા હોવાથી શાસનના અનુરાગીઓને ભક્તિ કરવાનું જધામ છે

## મુક્ત થયેલ કરતાં પણ મુમુક્ષુની ભક્તિની આપેક્ષિક અધિકતા.

જેઓ મોક્ષને પામ થએલા છે, તેઓની જે ભક્તિ કરવામાં આવે તે તેમના બહુમાનને અંગે અને ભક્તિ કરનારાના આત્માના ઉદ્ધારને અંગે છે, તેવી રીતે મોક્ષના માર્ગે ચડવા માંડેલા અને ચડેલા મહાપુરુષોની ભક્તિ તેમના મોક્ષના ધ્યેયને અંગે હોઈ વાસ્તવિક રીતિએ મોક્ષનુંજ બહુમાન જણાવનાર છે, અને તેવી રીતે મોક્ષના ધ્યેયવાળાની ભક્તિ કરનારો મનુષ્ય પણ પોતાના આત્માને તે મોક્ષના ધ્યેયવાળાની ભક્તિ કરતાં મોક્ષની નજદીકમાં પોતાના આત્માને લઈ જાય છે. એટલુંજ નહિ પણ જેની પોતે ભક્તિ કરે છે તે જીવ તેની ભક્તિના અનુમોદનથી અને પોતાનેજ પ્રાપ્ત થએલા ધર્મની પ્રશંસાથી અકથનીય લાભ મેળવે છે. અર્થાત્ અપેક્ષાએ વિચારીએ તો મોક્ષ પ્રાપ્ત કરનારા અને વીતરાગદશાને પામેલાઓની કે નિઃસ્પૃહપણાની દશાને પામેલા મહાપુરુષોની ભક્તિ જેમ આત્મકલ્યાણકારક છે, તેમ અગર તે કરતાં કંઈક અધિકપણે ભક્તિનું પાત્ર અને ભક્તિ કરનાર બંનેની કલ્યાણદશાની પ્રાપ્તિ વિચારતાં મોક્ષની સન્મુખ પ્રયાણ કરનારા પરમપુરુષોનો ભક્તિભાવ લાભદાયી છે.

## મોક્ષની મુદતની હુંડી ધરાવનાર ધર્મપ્રેમીઓ.

વળી એ પણ ધ્યાન રાખવાનું છે કે સર્વજ્ઞ પરમાત્માના શાસનને પામનારો અને યથાશક્તિ જઘન્યમા જઘન્ય પ

ચારિત્રની આરાધનામાં જોડાએલો ભવ્યઆત્મા અનંત પુદ્‌ગલપરાવર્ત સુધીના સંસારની સંભવિત સ્થિતિનો નાશ કરે છે, અને મુદતની હુંડીની માફક માત્ર કાંઈક ન્યૂન અર્ધપુદ્‌ગલપરાવર્તને રાખીને બાકીના અનંત પુદ્‌ગલપરાવર્તના સંભવોને તોડનારા ભવ્ય આત્માઓ દરેક ગુણાનુરાગી જૈનને અનુમોદવા લાયક અને ભક્તિ કરવા લાયક કેમ હોય નહિ?

## મિથ્યાત્વદશામાં પણ કરાતી જૈનક્રિયાની ભક્તિયોગ્યતા.

વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે શાસ્ત્રને અનુસારે સમ્યગ્દર્શન જેવી અપૂર્વ ચીજ પ્રાપ્ત થવા પહેલાં પણ મિથ્યાત્વદશામાં જીવ રહ્યો હોય તે વખત જો તે સમ્યગ્દર્શનાદિક માર્ગને અનુસરનારી જૈનશાસ્ત્રમાં દર્શાવેલી ક્રિયા કરતો હોય, તો તે પણ અનુમોદવા લાયક છે. તો પછી તેના કરતાં ઘણોજ આગળ વધીને જે સમ્યગ્દર્શનને પ્રાપ્ત કરી શક્યો છે, અથવા તો તે સમ્યગ્દર્શનની પ્રાપ્તિના સ્થાન કરતાં પણ અત્યંત આગળ વધીને વિરતિને ધારણ કરવાવાળો થએલો જીવ ચાહે તો દેશવિરતિવાળો હોય કે ચાહે તો સર્વવિરતિવાળો હોય, પણ તે ભક્તિનું પાત્ર બને તેમાં આશ્ચર્ય શું?

## વંદનાદિ અને પ્રશંસાદિકના પાત્રોની જુદી જુદી સ્થિતિ.

એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે શાસ્ત્રોમાં સૂત્રકારોએ કહેલા વંદનના સૂત્રોનું ઉચ્ચારણ કરવાપૂર્વક વંદન, નમન કરવામાં ગુણોની અધિકતા જોવાની એટલે વંદના કરનારના ગુણો કરતાં વંદનીયના ગુણોની અધિકતા હોય તેમાં લાભ છે, છતાં પણ તેમાં શાસ્ત્રકારોએ એકલી આત્મપરિણતિને સ્થાન નહિ આપતાં વ્યવહારથી ચારિત્રમાં પ્રથમ પેહેલાનેજ ગુણાધિક તરીકે ગણીને વંદન કરવા લાયક તરીકે ગણેલા છે, પણ ભક્તિ, પ્રશંસા અને અનુમોદનાને અંગે પોતાની અપેક્ષાએ ગુણાધિકપણું જોવાનું નથી અને તેથીજ તત્ત્વાર્થસૂત્રકાર મહારાજે પ્રમોદભાવનાના સ્થાન તરીકે સ્વગુણાધિક એવો શબ્દ નહિ લેતાં કેવળ

ગુણાધિક એટલેજ માત્ર શબ્દ લીધો અને તેથી વીતરાગ સર્વજ્ઞ ભગવાનોએ અવિરતિ સમ્યગ્દષ્ટિઓની કે દેશવિરતિઓની અગર સર્વથી સાધુઓના વર્તનોની કરેલી પ્રશંસા યોગ્યજ ગણી શકાય.

## સમ્યગ્દષ્ટિ આદિ ગુણવાળાઓની પ્રશંસાનું ફરજીયાતપણું.

એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે સમ્યગ્દષ્ટિઆદિની પ્રશંસા અને અનુમોદના એ વીસસ્થાનક, કનકાવલિ, રત્નાવલિ અને ભિક્ષુ-પ્રતિમાની માફક કેવળ લાભની ઇચ્છાવાળાએજ કરવાની છે તેમ નથી. કેમકે તે તપોમાં તો હીનશક્તિવાળાને તે તપસ્યા નહિ કરતાં પણ અતિચાર લાગે નહિ. પણ સમ્યગ્દષ્ટિઆદિની પ્રશંસા, અનુમોદના એ તો શાસનને અનુસરવાવાળાઓને માટે ફરજીઆત છે, અને તેથીજ સમ્યગ્દષ્ટિઆદિની પ્રશંસા અને અનુમોદનાથી લાભ એટલે ભવિષ્યમાં ઉંચા ઉંચા સમ્યગ્દર્શન અને ચારિત્રઆદિ ગુણોની પ્રાપ્તિ થાય, એટલુંજ નહિ પણ જો તે સમ્યગ્દષ્ટિ કે વિરતિઆદિને ધારણ કરનારાઓની પ્રશંસા, અનુમોદના કે ભક્તિ ન કરવામાં આવે તો સમ્યગ્દર્શન કે વ્રતના અતિચારો લાગે છે, અને તેથીજ તેને દર્શનાચારનો અતિચાર શાસ્ત્રકારોએ સ્પષ્ટ અક્ષરમાં જણાવ્યો છે. અર્થાત્ સમ્યકત્વવાળાની પણ પ્રશંસા ન કરે તે માત્ર પ્રમોદભાવનાના લાભથી ચૂકે એટલુંજ નહિ, પણ પોતાના આત્મામાં જિનેશ્વર ભગવાનના વચનો ઉપર થએલી અદ્વિતીય શ્રદ્ધારૂપી સમ્યક્ત્વને પણ મલિન કરે છે, માટે તે મલિનતા ટાળવાને અને સમ્યગ્દર્શનાદિના ઉત્તરોત્તર લાભ મેળવવાને માટે સમ્યગ્દર્શનાદિવાળાની પ્રશંસા, અનુમોદના થવીજ જોઈએ.

## વ્યવહારસમ્યક્ત્વની પણ લોકોત્તરતા.

વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે જૈનશાસ્ત્ર પ્રા
જનનામાં મનાએલા દેવ કે ગુરુઓ બીજા શાસનોની માફક જ ..
વાને લીધે કે અન્ન–પાણી આપવાને લીધે કે હવા, અજવાળું, દેવલોકના

સુખો કે રાજા મહારાજાપણાના સુખો આપવાને લીધે મનાએલા નથી પણ સંસારમાં ગણાતા સ્ત્રી, પુત્ર, માતપિતા વિગેરે સંબંધીઓ કે ખાનપાન, સ્પર્શ, રસ વિગેરેના સુખો અગર ધન, ધાન્ય, રાજઋદ્ધિ વિગેરેની સાહેબીનું ત્યાગ કરવા લાયકપણું જાણવી તેનો ત્યાગ કરે તેથીજ તેમની પૂજ્યતા મનાએલી છે, માટે વ્યવહારદૃષ્ટિએ પણ વીતરાગ પરમાત્માને દેવ તરીકે, શુદ્ધ સાધુઓને ગુરુ તરીકે અને ત્રિલોકનાથ તીર્થંકર કેવલી ભગવાનોએ નિરૂપણ કરેલા નિર્ગ્રંથમાર્ગને ધર્મ તરીકે માને છે, અને તેથીજ દરેક શાસ્ત્રોમાં આલેખાએલા શ્રાવકોને અંગે એજ વચનો આગળ મેલવામાં આવે છે

'सद्दहामि णं भंते ! निग्गंथं पावयणं पत्तियामि णं भंते ! निग्गंथं पावयणं रोएमि णं भंते ! निग्गंथं पावयणं' અર્થાત્ નિર્ગ્રંથ પ્રવચનના અર્થ, પરમાર્થ અને શેષ અનર્થના પગથીએ તથાવિધ શુદ્ધિના અભાવે ન પણ ચઢ્યો હોય, તો પણ જેને નિર્ગ્રંથ પ્રવચનની શ્રદ્ધા, પ્રતીતિ અને રૂચિ થઈ હોય તે ખરેખર ધન્ય આત્મા હોઇ દરેક સમ્યગ્દર્શનવાળાને પ્રશંસનીય અને અનુમોદનીયજ હોય છે, અને વ્યવહારિક સમ્યક્ત્વ કે જે અરિહંત મહારાજને શુદ્ધ દેવ તરીકે, શુદ્ધ સાધુઓને ગુરુ તરીકે અને જિનેશ્વર મહારાજે કરેલા તત્ત્વનેજ તત્ત્વ તરીકે સ્વીકારવાની પ્રતિજ્ઞારૂપ હોવાથી તેવી પ્રતિજ્ઞાવાળાને લોકોત્તરપણું મળી જાય છે, તે પણ ખરેખર અહોભાગ્યનીજ દશા છે, અને તેથીજ વ્યવહાર સમ્યગ્દર્શનવાળાને પણ પ્રશંસવો અને અનુમોદવો તે દરેક ધર્મપ્રેમીની ફરજ છે.

## માર્ગને પ્રાપ્ત કરનારની પ્રશંસાથી તેના અવિરતિ આદિ અવગુણોની અનુમોદના કેમ નહિ?

આ સ્થળે એમ શંકા નહિ કરવી કે માત્ર સમ્યગ્દર્શન પામ્યા છતાં હજી ને આત્મામાં અવિરતિના વિકારો જબરદસ્ત હોવાથી તેના ને અવિરતિના પાપોનું અનુમોદન ને પ્રશંસા અને અનુમોદન

કરનારને લાગશે, કેમકે શાસ્ત્રકારો જેઓમાં સમ્યક્ત્વ છે, પણ વ્રતને અંગે પાસત્યાદિકપણું છે, તેઓને વંદનાદિક કરવાથી તે પાસત્યાદિકોના પાપનું અનુમોદન કરી પાપ બાંધનાર તરીકે ગણવામાં આવે છે, તો પછી અહીં અવિરતિવાળાની પ્રશંસા કરવાદ્વારા અવિરતિના અનુમોદનથી પાપ કેમ નહિ થાય? આવી શંકા નહિ કરવાનું કારણ એજ કે સમ્યગ્દૃષ્ટિની પ્રશંસા અને અનુમોદના કરતી વખત માત્ર સમ્યગ્દૃષ્ટિપણાની પ્રાપ્તિ અને તેના પોષણની દૃષ્ટિ હોય છે અને તેના અવિરતિપણાદિના વિકારોને તો તે પ્રશંસા કરનાર અને પ્રશંસાનું પાત્ર બંને પણ ધિક્કારે છે, અને તેથી જે વસ્તુ તરફ ધિક્કાર છે તેની અનુમોદનાનો પ્રસંગ આવતોજ નથી, અને તેજ કારણથી અહીં અવિરતિની અનુમોદના લાગતી નથી પણ પાસત્થાદિકને જે વંદન, નમસ્કાર કરાય છે તે ગુરુપણું ધારીનેજ કરાય છે, અને પાસત્થાદિકમાં ગુરુપણાને લાયકના ગુણોજ નહિ હોવાથી તે ધારણાવાળો માર્ગને ચૂકે છે એ સ્પષ્ટ છે, તેથી તે વંદના કરનાર અને કરાવનાર બંને તે હીનાચારપણાના અનુમોદક અને પોષક બને, અને તેથી પાપબંધ કરનાર થાય તેમાં આશ્ચર્યજ નથી.

### ગુણવાળાની ગુણની અનુમોદના કરતાં તેના અવગુણની અનુમોદના આવી પડતી નથી.

આ વાતની અનુકૂળતાએજ આપણે શાસ્ત્રકારની દૃષ્ટિએ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણને પરમેષ્ઠીપદમાં દાખલ કરી પંચપરમેષ્ઠીને માની શકીએ, નહિતર તો આચાર્ય ઉપાધ્યાય અને સાધુઓ છદ્મસ્થ દશામાં હોવાથી તેમનું અસર્વજ્ઞપણું, અસર્વદર્શીપણું અવીતરાગપણું આદિ અનુમોદનીય થઈ જાય અને તેથી તેમને તેજ બંધાતાં કર્મોના ભાગી આપણે નમસ્કાર કરનારા થઈએ અને તે દૃષ્ટિએ ભગવાન્ અરિહંત મહારાજા પણ યોગવાળા હોય ત્યાં સુધી આત્માની ચંચળતા ધારણ કરવાવાળા અને દ્રવ્યથી હિંસાના પણ કરનારા હોઈ જો તેમને પણ વંદના, નમસ્કાર

કરીએ તો તે આત્માની ચંચળતાદિકના અનુમોદન કરનારા આપણે થઇએ, અને તેથી માત્ર સર્વગુણસંપન્ન સિદ્ધમહારાજાનેજ પરમેષ્ઠી તરીકે માનવાનું રહે, માટે શાસ્ત્રકારોએ જણાવેલા પાંચે પરમેષ્ઠીને પૂજ્ય ગણનારા પુરુષોએ માત્ર ધારેલા ગુણોની જ અનુમોદનાનું ફળ માનવાનું રહે છે; પણ તે પંચપરમેષ્ઠીમાંથી કોઇનામાં કોઈપણ કષાયઆદિ દોષ હોય તો તેનું અનુમોદન કોઈપણ પ્રકારે થતું નથી. પણ તે કષાયાદિ દોષો તરફ હંમેશાં ધિક્કારજ રહેલો હોય છે. એટલે આચાર્ય, ઉપાધ્યાય, સાધુને પરમેષ્ઠી માની તેમને વંદના, નમસ્કારઆદિ કરવામાં અને આરાધવામાં જેમ તેમના કષાયઆદિક બંધ હેતુઓ કે ઇન્દ્રિયાદિ આસ્રવોની અંશે પણ અનુમોદના થઇ પાપબંધ થતો નથી, તેવી રીતે સમ્યગ્દષ્ટિની પ્રશંસા, અનુમોદના વિગેરે સમ્યગ્દર્શનને અંગેજ થાય છે, માટે તે સમ્યગ્દર્શનવાળાની પ્રશંસા, અનુમોદનામાં આચાર્યાદિ પરમેષ્ઠીના વંદન, નમસ્કારઆદિની માફક લાભ જ છે, પણ ધિક્કારાઇ રહેલી એવી અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણઠાણે રહેલી અવિરતિના અનુમોદનને નામે અંશમાત્ર પણ હાનિ નથી,

## મુમુક્ષુપણાથી કષાયવાળાઓ પણ પરમેષ્ઠી મહારાજ.

એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે મિથ્યાત્વ અને અવિરતિની માફક કષાય એટલે ક્રોધ, માન, માયા અને લોભ એ પણ કાંઇ ઓછી હાનિ કરનારી ચીજ નથી. છતાં જેમ ધિક્કારને લીધે તેમનું અનુમોદન વંદનાદિકમાં થતુ નથી. તેવી રીતે અત્રે પણ અવિરતિનું અનુમોદન તેના ધિક્કારને લીધે થતું નથી. મિથ્યાત્વના ધિક્કાર સાથે મિથ્યાત્વનું સમકીતિ તરીકે પ્રશંસન અને અનુમોદન કરવાનો તો પ્રસંગ જ આવે નહિ, કેમ કે સમ્યગ્દર્શનાદિ કે તેને અનુસરતા ગુણોની પ્રાપ્તિ અને ધારણ કર્યા સિવાય ગુણીપણે ધારવાનું પણથીકિંજ નથી, માટે મિથ્યાત્વના ધિક્કારપૂર્વક સમ્યક્ત્વને નામે મિથ્યાત્વીની પ્રશંસા અને અનુમોદના કરવી જોઇએ એવા વિચારને અવકાશજ નથી. તત્વ એટલું

કે હિંસાદિ અઢારે પાપસ્થાનકમાં પણ ધિક્કારપણાની દૃષ્ટિપૂર્વક પ્રવર્તનારો હોવા છતાં પણ માત્ર સમ્યગ્દર્શનને ધારણ કરનારો ભવ્ય–આત્મા મહાપુરુષજ ગણાય, અને તેના પ્રશંસા અનુમોદનાદિ કરવાં ફરજીયાત જ ગણાય અને તેથી જેમ વ્રતધારીને કાલાતિક્રમ કરીને દાન ન દેવું એ વ્રતનો અતિચાર એટલે અક્ષમ્ય દોષ છે, તેવી રીતે સમ્યગ્દૃષ્ટિના ગુણોની પ્રશંસા ન કરવી તે પણ દોષ જ છે.

## એકલા સમ્યગ્દર્શનને અંગે પાત્રપણું.

આવી રીતે જ્યારે માત્ર સમ્યગ્દર્શન ધારણ કરવાવાળો પણ ભક્તિનું પાત્ર ગણાય ત્યારે શાસ્ત્રકારો જે–

'અવિરયસમ્મદિટ્ઠી જહન્નપત્તં મુણેયવ્વ' ॥ એમ કહી શાસ્ત્રકારો ચારિત્રપ્રાપ્ત અને દેશવિરતિધારકની ઉત્તમતાની અપેક્ષાએ જઘન્યપણું જણાવતા છતા ભક્તિને પાત્રપણું અવિરતસમ્યગ્દૃષ્ટિને છે એવું જે જણાવેલું છે તે બરોબર યુક્તિસંગત જ છે.

## દુર્ધર બ્રહ્મચર્ય અને સમિતિઆદિને ધારણ કરનારાઓની માફક સમ્યગ્દર્શનની દેવોને પણ પ્રશંસનીયતા.

આગળ જણાવ્યા પ્રમાણે માર્ગાનુસારિપણાને અંગે કે સમ્યગ્દર્શનની પ્રાપ્તિને અંગે તે સમ્યગ્દર્શન અને માર્ગાનુસારિપણાને પ્રાપ્ત કરનારાની પ્રશંસા અને અનુમોદના કરવી તે દરેક સમ્યગ્દર્શનવાળાનું કાર્ય છે, અને તેથી જ ઇંદ્ર વિગેરેએ અનેક સમ્યક્ત્વવાન્ જીવોની દેવતાની સભાઓ વચ્ચે પણ પ્રશંસા કરી એ વાત શાસ્ત્રસિદ્ધ છે, અને તેવી જ રીતે અનેક સમ્યગ્દર્શનવાળાઓને અનેક દેવતા અને ઇંદ્રોએ ચિંતામણિ, સામાન્ય મણિ, ઔષધિ, આભૂષણ વિગેરે આપેલાં તે દ્વારાએ સમ્યગ્દર્શનનું બહુમાન જણાવી ભક્તિ કરેલી શાસ્ત્ર સાંભળનારાઓની ધ્યાન બહાર નથી.

## માર્ગ આરાધકોની ભક્તિમાં સાવદ્ય-નિરવદ્યપણાના વિચારનો અભાવ.

કેટલાકો સાધુમહારાજાઓને સાવદ્યનો ત્યાગ હોવાથી સાવદ્યસ્વરૂપવાળી ભક્તિ ન હોય, પણ શ્રાવકો કે જેઓને સર્વસાવદ્યનાં પ્રત્યાખ્યાન નથી તેઓએ પણ નિરવદ્યજ ભક્તિ કરવી જોઈએ એવું કહેતાં વિચાર કરવાની ઘણી જરૂર છે, કેમકે જેમ જિનેશ્વર મહારાજની દ્રવ્યપૂજા સર્વસાવદ્યના ત્યાગવાળા સાધુઓને કરવી યોગ્ય નહિ છતાં પણ શ્રાવકોને દેશવિરતિ હોવાથી તે દ્રવ્યપૂજા કરવામાં સ્વરૂપથી સાવદ્યપણું છતાં પણ સંસારને પાતળો કરવાનું કહી સ્પષ્ટપણે નિર્જરા જણાવી છે, તો જેમ પૂજા કરનારની સમ્યક્ત્વની શુદ્ધિને માટે કરાતી દ્રવ્યપૂજામાં સાવદ્યપણાનું નુકશાન થાય તે ગણવામાં આવતું નથી, તેવી રીતે સમ્યગ્દર્શનને ધારણ કરવાવાળા મહાપુરુષોની ભક્તિમાં સ્વ અને પર ઉભયનું સમ્યગ્દર્શન શુદ્ધ થતું હોવાથી સાવદ્યપણાનો ભય આગળ કરવો તે સમજદારની દૃષ્ટિને શોભે તેમ નથી.

## માર્ગવાળાની ભક્તિમાં સાધિકરણપણાઆદિનો વિચાર એ મિથ્યાત્વ.

વળી કેટલાકો સમ્યગ્દર્શન આદિવાળાની ભક્તિને અંગે સાધિકરણ અને નિરધિકરણપણાનો વિચાર શ્રાવકોને અંગે કરે છે, તેઓએ પણ વિચારવું જોઈએ કે તીર્થંકર મહારાજના આગમનની વધામણી લાવનાર મનુષ્યોને કરોડો સોનૈયા અને રૂપીઆ આપવામાં આવે, અગર ભગવાન્ તીર્થંકર સંવત્સરીદાન આપે, તો તેમાં શું અધિકરણ ગણીને પાપબંધ ગણવો? શાસ્ત્રકારો તો વધામણીના દાનને ભક્તિ તરીકે ગણાવે છે અને સંવત્સરીદાનને અનુકંપાનું અંગ ગણાવે છે. એવી રીતે સાધિકરણ-નિરધિકરણની અપેક્ષાએ ભક્તિનું છાંડવાલાયકપણું ગણતાં અનુકંપાદાન પણ છોડવું પડશે.

જિંદગીમાં જીવોનો સતત નાશ કરતો હોય તોપણ તેને નાશ નહિ કરેલા જીવો અનંતગુણા છે તેથી તે બધાની દયાનો લાભ મળી જાય અને તેથી કોઈપણ જીવ ચાહે તેવો હિંસક હોય તેને દુર્ગતિએ જવાનું રહેજ નહિ, પણ આ વાત કોઈપણ શાસ્ત્ર કે શાસ્ત્રાનુસારી માનતો કે મનાવતો છે જ નહિ, અને તેથી તથા શ્રીજ્ઞાતાસૂત્રમાં કહેલા મેઘકુમારે માત્ર સસલાની કહેલી અનુકંપાના દૃષ્ટાંતથી દરેક શાસ્ત્રાનુસારીને માનવાની ફરજ પડશે કે બચાવવાની બુદ્ધિ તે જ અનુકંપા છે, અને તેથી જ બચાવનારને માત્ર બચાવવાની બુદ્ધિરૂપી અનુકંપાનું જ ફળ મળે છે.

## અનુકંપા અને અહિંસાના વિષયોની ભિન્નતા.

એ પણ યાદ રાખવું કે હિંસા વર્જવાની બુદ્ધિ તે વ્રતનો વિષય છે, અને અનુકંપા કરવી તે સમ્યક્ત્વનો વિષય છે. અને તેથી બચાવવાની બુદ્ધિવાળાને અનુકંપાનું ફળજ મળે છે, પણ બચનારના પાપોનું અનુમોદન લાગતું નથી, તેવી રીતે અહીં પણ સમ્યગ્દર્શનવાળા જીવની ભક્તિ કરતાં તે ભક્તિ કરનાર મહાપુરુષને સમ્યગ્દર્શનાદિની અનુમોદના, સહાય્ય, વિગેરે દ્વારાએ લાભજ થાય છે, પણ તે સમ્યગ્દર્શનવાળાના કરેલા પાપોનું અનુમોદન તે ભક્તિ કરનારને લાગતું નથી, માટે દર્શનની શુદ્ધતાને કે સામાન્ય દર્શનમાત્રને ધારણ કરનારાઓની ભક્તિમાં સાવદ્ય-નિરવદ્યપણું સાધિકરણ-નિરધિકરણપણું વિચારવું કે વિચારવાને કહેવું તે મિથ્યાદર્શન સિવાય બીજું કાંઈજ નથી.

## વિરતિવાળાઓની વિશેષપાત્રતા અને ચારિત્રપદના આરાધન માટે તેની ભક્તિ.

મહારાજા શ્રીપાળ ચારિત્રપદને આરાધન કરનારા હોઈ વિશેષે વિરતિવાળાઓની ભક્તિ કરવામાં લીન થઈ ચારિત્રપદનું આરાધન કરે છે એ વાત આપણે ઉપરની ગાથામાં 'વિરઇજુઆણ भत्तिकरणेण' એ પદથી જોઈ ગયા. જ્યારે સામાન્યપણે સમ્યગ્દર્શન પામનારાઓનો જન્મ પણ કૃતાર્થ અને સફળ ગણાય, અને તેથી તે સમ્યગ્દર્શન પામનારે

ઉદ્દેશાને તેનું આરાધન કરીએ તે ગુણોને રોકવાળા કર્મોનો તેથી નાશ થાય. સ્થૂલભદ્રસ્વામી, જંબૂસ્વામી સરખા મહાપુરુષોનું સ્મરણ, કીર્તન જે તેમના બ્રહ્મચર્યના ગુણને અંગે કરવામાં આવે છે, તે આરાધન કરનારને બ્રહ્મચર્ય પ્રાપ્ત કરાવનાર, સ્થિર કરાવનાર કે દઢ કરાવનાર થાય છે, અને તેથી જ કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચંદ્રસૂરિજી યોગશાસ્ત્રની અંદર સ્થૂલભદ્રાદિ મહાપુરુષોના સ્મરણની વખતે તેમના તે મૈથુનનિવૃત્તિના ગુણને સ્મરણ કરવાનું જણાવે છે, અને તેના ફળ તરીકે પણ ત્યાં જ બ્રહ્મચર્યની પ્રાપ્તિ, સ્થિરતા અને રક્ષણ સ્પષ્ટ અક્ષરોમાં સૂચવે છે. તેવી રીતે અહીં પણ વિરતિને ધારણ કરવાવાળા મહાપુરુષો જો કે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન ગુણોવાળા જરૂર હોય છે, પણ અહીં ચારિત્રપદની આરાધનાનો પ્રસંગ હોવાથી અને ચારિત્રને રોકનારાં કર્મોને નાશ કરવાનો ઉદ્દેશ હોવાથી તે વિરતિવાળાના વિરતિરૂપી ગુણને આગળ કરીને ભક્તિ કરવાનું જણાવેલું છે.

## યતિધર્મનો રાગ એજ સમ્યગ્દર્શનાદિની જડ.

સ્પષ્ટશબ્દોમાં કહીએ તો જેને એ હિંસાદિક પાપના પરિહારરૂપી યતિધર્મ એટલે સાધુધર્મની ઉપર અનુરાગ ઉલ્લસ્યો નથી, કર્તવ્યતા તરીકે વિચારોનો વિમળપ્રવાહ પ્રવર્ત્યો નથી, તેણે મેળવવાના મનોરથોની માળા મહાલતી થઈ નથી, ત્યાં સુધી સમ્યગ્દર્શનની ભગવાન્ વીતરાગપરમાત્માની પૂજા વિગેરે કરાતી ક્રિયા; સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ વિગેરે દેશવિરતિનાં વર્તનો તથા ધન, ધાન્ય, કુટુંબકબીલો, માતાપિતા, પુત્ર, સ્ત્રી અને દુનિયાની તમામ મોજમઝાઓ છોડીને અંગીકાર કરેલી અનગારતા કેવળ દુનિયાના દેખાવનો ભાગ છે, માટે દરેક સમ્યગ્દષ્ટિ, દેશવિરતિવાળા કે સર્વવિરતિવાળાઓએ આગળ જણાવેલા હિંસાદિક પાપના પરિહારરૂપ યતિધર્મ એટલે સાધુધર્મ ઉપર અવિહડપણે રાગ રાખવો એ સમ્યગ્દષ્ટિપણાદિકની મહામ કળા છે.

## સમ્યગ્દર્શનને ધરાવનારની ઉત્તમતા અને તેઓની અલ્પતા.

જગતની અંદર સામાન્ય ગુણોની પ્રાપ્તિ થવી એ મુશ્કેલ છે, તો પછી સમ્યગ્દર્શનાદિ જેવા અવ્યાબાધપદના અવ્યાહત સાધનને પ્રાપ્ત કરવા માટે નસીબદાર ઘણા ઓછાજ જીવો હોય તે સ્વાભાવિકજ છે. શાસ્ત્રકાર મહારાજાઓ પણ સમ્યગ્દર્શન પામેલાની સંખ્યા જગતના સર્વ જીવોના અનંતમા ભાગેજ માને છે. જ્યારે સમ્યગ્દર્શન એ કેવળ માનસિક કે આત્મપરિણામરૂપ ચીજ છે, કેમકે તે શુદ્ધતત્ત્વની શ્રદ્ધાસ્વરૂપજ છે. તે શુદ્ધસ્વરૂપની શ્રદ્ધા ધરાવનારો સમ્યક્ત્વવાળો પુરુષ અઢાર પાપસ્થાનકમાંથી માત્ર મિથ્યાદર્શનશલ્ય નામના અઢારમા પાપસ્થાનકનોજ ત્યાગ કરનારો હોય છે, એટલે માત્ર ખોટી માન્યતા અને શ્રદ્ધાનેજ છોડવાની હોય છે. હિંસા વિગેરેની પ્રવૃત્તિરૂપ બાકીના સત્તર પાપસ્થાનકોમાંથી એક પણ પાપસ્થાનકને [illegible] કે ત્યાગ કરવાનું તેને નિયમિત [illegible] નથી [illegible] માત્ર શ્રદ્ધા ધરાવનારાઓની સંખ્યા પણ જ્યારે [illegible]ો છે, તો પછી તે શ્રદ્ધાની પ્રાપ્તિ

વ્યવહાર સમ્યક્ત્વવાળા ગણાય અને છતાં પણ તેની ક્રિયા જો દોષપાત્ર ગણવામાં આવે તો પછી અભવ્ય જીવો કે જેઓ કોઇપણ કાળે સમ્યક્ત્વ પામ્યા નથી, પામતા નથી અને પામશે પણ નહિ એટલુંજ નહિ પણ જેને મોક્ષની એક અંશે પણ ઇચ્છા થઇ નથી, થતી નથી કે થશે પણ નહિ, તેવાઓ દેશવિરતિ કે સર્વવિરતિની જે ક્રિયા કરે તેમાં તો દોષનો ડુંગરજ હોવો જોઇએ, અને એ દોષના ડુંગરના હિસાબે તો દેશવિરતિ કે સર્વવિરતિની ક્રિયા કરનાર મિથ્યાદષ્ટિ કે અભવ્ય જીવો મરીને તરત નરક કે તિર્યંચની દુર્ગતિમાંજ જવા જોઇએ, પણ સર્વજ્ઞ મહારાજનાં શાસ્ત્રો તો સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે મિથ્યાદષ્ટિ કે અભવ્ય જીવો હોય તોપણ તે દેશવિરતિની ક્રિયાથી બારમા દેવલોક સુધી અને સર્વવિરતિની ક્રિયાથી નવગ્રૈવેયક સુધીના દેવપણાની પ્રાપ્તિ અનંતર ભવમાંજ તે ક્રિયાના પ્રતાપેજ કરે છે. આ હકીકત વિચારનાર મનુષ્યો ક્રિયાના કટ્ટર દુશ્મનોના દોરવાયા દોરાઇ જઇને ગુણઠાણાની પરિણતિના અભાવને નામે ક્રિયાને દોષિત માનવા કે કહેવા તૈયાર થશેજ નહિ.

## હિંસાદિથી વિરતિ ન થાય તોપણ હિંસાદિને પાપરૂપ માનવાં તે વ્યાજબી છે.

વળી કેટલાકોનું કહેવું એમ થાય છે કે જેઓએ હિંસાદિક પાપોની વિરતિ હમણાં કરી નથી, નજીકના કે દૂરના ભવિષ્યમાં કરવાને માટે શક્તિમાન થાય તેમ પણ નથી, તેવાઓ હિંસાદિક પાપોને પાપ તરીકે માને અને કહે તે એક જાતનો ઢોંગ નહિ તો બીજું શું? કેમકે બારે મહિના, ત્રીસે દિવસ અને સાઠે ઘડી હિંસાદિક પાપો આચરવાં, તેની વિરતિ કરવી નહિ અને એ હિંસાદિક–'પાપ છે પાપ છે'–એમ પોકારવું એ વાચાલપણાનું કાર્ય નહિ તો બીજા શાનું કાર્ય ગણાય? આવું કહેનારાઓ પ્રથમ જો તે હિંસાદિક પાપોનો પરિહાર કરતા હોય તોપણ તેમનું ઉપર પ્રમાણેનું બોલવું યોગ્ય નથી. તો પછી જેઓ પોતે હિંસા, જુઠ, ચોરી, સ્ત્રીગમન અને પરિગ્રહમાં રાચ્યામાચ્યા રહે અને તેને પાપ તરીકે પણ

**સમ્યક્ત્વવાળાને પણ વૈયાવચ્ચઆદિકાર્યના નિયમોની આવશ્**

વળી સમ્યક્ત્વને ધારણ કરનારો મનુષ્ય સ્થૂલહિંસાથી વિ
રૂપ અણુવ્રતોને અને બીજા ઉત્તરગુણોને અતિશયપૂર્વક ધારણ કરતો
હોય તોપણ દરેક સમ્યગ્દર્શનવાળા જીવને ગુરૂ અને દેવના વૈયાવ
પ્રતિજ્ઞા તો જરૂર હોવીજ જોઇએ, કેમકે શાસ્ત્રકારો સમ્યગ્દષ્ટિનાં
જણાવતાં જૈનશાસ્ત્રોને સાંભળવાની ઇચ્છા અને ધર્મના રાગરૂ
ચિહ્નોની સાથે ગુરુ, દેવના વૈયાવચ્ચનો નિયમ હોવો જોઇએ એવું
ત્રીજું ચિહ્ન સ્પષ્ટપણે જણાવે છે. અર્થાત્ દેવ, ગુરૂના વૈયાવચ્
વર્જિત મનુષ્યોને સમ્યગ્દષ્ટિ તરીકે માનવાની પણ શાસ્ત્રકારો મનાઇ
છે, તો સમ્યગ્દષ્ટિને ગુરૂ, દેવના વૈયાવચ્ચનો નિયમ હોય જ અને
તે સમ્યગ્દષ્ટિ જીવ મહાપુરૂષોને પણ ભક્તિનું પાત્ર બને તે યોગ્ય

**અવિરતસમ્યગ્દૃષ્ટિ પણ જૈનધર્મને અંગે તીર્થંકરોને નમ**

**એકલા સમ્યક્ત્વવાળા પણ શ્રા**

ત્રિલોકનાથ તીર્થંકરભગવાન્ પ્રથમ સમવસરણમાં શ્રીચતુર્વિધ
તીર્થના નામે નમસ્કાર કરે છે. અને તે તીર્થ એટલે પ્રવચનના
તરીકે જે સાધુ, સાધ્વી શ્રાવક, શ્રાવિકા ગણવામાં આવે છે,
શ્રાવકશબ્દથી અવિરતસમ્યગ્દષ્ટિ અને દેશવિરતિ બંને વર્ગ લે
હોય છે. જો કે કેટલીક જગો પર વ્રતધારીનો અધિકાર લેવાનો હો
આગળ શ્રાવકની ઉંચી હદ બતાવવાની હોવાથી સમ્યક્ત્વ પામ્યા
બેથી નવ પલ્યોપમ સુધીની સ્થિતિનો ક્ષય કરવાથી મળતી દેશવિ
ધારણ કરનારાઓને શ્રાવક તરીકે ગણાવેલા છે, પણ તે તે
સામાન્ય શ્રાવકનું લક્ષણ નહિ કહેતાં શબ્દાપત્તિ શ્રાવક અને
શ્રાવકને લક્ષ્ય તરીકે જણાવેલા છે, અને તેથીજ શાસ્ત્રોમાં 'દંસણ
મેત્તો માત્ર સમ્યક્ત્વને ધારણ કરનારાજ શ્રાવકો એમ સામાન્ય શ્રાવક
લક્ષણ સમ્યક્ત્વ ધારણ કરવા પૂર્વક જિનાગમનું શ્રવણ ગણ્યું છે. વ
આવશ્યકનિર્યુક્તિ વિગેરેમાં એકલા સમ્યક્ત્વ ધારણ કરનારને પણ શ્રા

### સમ્યક્ત્વવાળાને પણ વૈયાવચ્ચઆદિકાર્યના નિયમોની આવશ્યકતા

વળી સમ્યક્ત્વને ધારણ કરનારો મનુષ્ય સ્થૂલહિંસાથી વિરમવારૂપ અણુવ્રતોને અને બીજા ઉત્તરગુણોને પ્રતિજ્ઞાપૂર્વક ધારણ કરનારો હોય તોપણ દરેક સમ્યગ્દર્શનવાળા જીવને ગુરૂ અને દેવના વૈયાવચ્ચની પ્રતિજ્ઞા તો જરૂર હોવીજ જોઇએ, કેમકે શાસ્ત્રકારો સમ્યગ્દષ્ટિનાં ચિહ્ન જણાવતાં જૈનશાસ્ત્રોને સાંભળવાની ઇચ્છા અને ધર્મના રાગરૂપી બે ચિહ્નોની સાથે ગુરુ, દેવના વૈયાવચ્ચનો નિયમ હોવો જોઇએ એવું એક ત્રીજું ચિહ્ન સ્પષ્ટપણે જણાવે છે. અર્થાત્ દેવ, ગુરૂના વૈયાવચ્ચથી વંચિત મનુષ્યોને સમ્યગ્દષ્ટિ તરીકે માનવાની પણ શાસ્ત્રકારો મનાઇ કરે છે, તો સમ્યગ્દષ્ટિને ગુરૂ, દેવના વૈયાવચ્ચનો નિયમ હોય જ અને તેથી તે સમ્યગ્દષ્ટિ જીવ મહાપુરૂષોને પણ ભક્તિનું પાત્ર બને તે યોગ્યજ છે.

### અવિરતસમ્યગ્દૃષ્ટિ પણ જૈનધર્મને અંગે તીર્થંકરોને નમનીય એકલા સમ્યક્ત્વવાળા પણ શ્રાવકો.

ત્રિલોકનાથ તીર્થંકરભગવાન્ પ્રથમ સમવસરણમાં શ્રીચતુર્વિધ સંઘને તીર્થના નામે નમસ્કાર કરે છે. અને તે તીર્થ એટલે પ્રવચનના આધાર તરીકે જે સાધુ, સાધ્વી શ્રાવક, શ્રાવિકા ગણવામાં આવે છે, તેમાં શ્રાવકશબ્દથી અવિરતસમ્યગ્દષ્ટિ અને દેશવિરતિ બંને વર્ગ લેવાના હોય છે. જો કે કેટલીક જગો પર વ્રતધારીનો અધિકાર લેવાનો હોવાથી અથવા શ્રાવકની ઉંચી હદ બતાવવાની હોવાથી સમ્યક્ત્વ પામ્યા પછી બેથી નવ પલ્યોપમ સુધીની સ્થિતિનો ક્ષય કરવાથી મળતી દેશવિરતિને ધારણ કરનારાઓને શ્રાવક તરીકે ગણાવેલા છે, પણ તે તે સ્થાને સામાન્ય શ્રાવકનું લક્ષણ નહિ કહેતાં શુક્લપક્ષી શ્રાવક અને ઉત્કૃષ્ટ શ્રાવકને લક્ષ્ય તરીકે જણાવેલા છે, અને તેથીજ શાસ્ત્રોમાં 'દંસણસાવગા' એટલે માત્ર સમ્યક્ત્વને ધારણ કરનારાજ શ્રાવકો એમ સામાન્ય શ્રાવકનું લક્ષણ સમ્યક્ત્વ ધારણ કરવા પૂર્વક જિનવચનનું શ્રવણ ગણ્યું છે. વળી આવશ્યકનિર્યુક્તિ વિગેરેમાં એકલા સમ્યક્ત્વ ધારણ કરનારને પણ શ્રાવક

કહેવા માગીએ તો પહેલા અને ચોથા ગુણઠાણામાં કાંઈપણ ફરક રહે નહિ, કેમકે પહેલે ગુણઠાણે રહેલો જેમ હિંસાદિકરૂપી પાપના કચરામાં ખૂંચી ગએલો છે તેવી રીતે અવિરતસમ્યગ્દષ્ટિ જીવ માત્ર સમ્યક્ત્વ પામ્યો છે, પણ હિંસાદિક પાપસ્થાનકોથી ખસ્યો નહિ હોવાથીજ તેનું સમ્યક્ત્વ હિંસાદિક દોષમાં રગદોળાઈ જાય, અને જો તેમ રગદોળાય તો અવિરતસમ્યગ્દષ્ટિપણાની સ્થિતિને ચોથા ગુણસ્થાનક તરીકે ગણાવી શકેજ નહિ. કહેવું જોઈએ કે અવિરતસમ્યગ્દષ્ટિપણાની સ્થિતિને ગુણસ્થાનક તરીકે ભિન્નપણે જણાવીને શાસ્ત્રકારોએ દોષ દેખવાની સ્થિતિમાં ઘન પડદાઓ નાખી દીધા છે.

## ગુણોની પ્રશંસા ન કરવામાં નુકશાન પણ દોષને ન નિંદે તેમાં નહિ.

એક વાત એ પણ સમજવાની છે કે અન્ય જીવોના અલ્પગુણોની પણ પ્રશંસા કરવાથી તે પ્રશંસા કરનારો મનુષ્ય પોતાના ગુણોને આડે આવતા કર્મોનો તે પ્રશંસાના પ્રભાવે નાશ કરી ભવિષ્યમાં ગુણોને મેળવનાર થાય, પણ તેના અવગુણો કે દોષોની નિંદા કરવાથી તો કોઈ પણ જાતની નિર્જરા કે તે નિર્જરાને લીધે કોઈપણ જાતનો વર્તમાનનો કે ભવિષ્યનો લાભ તે દોષવાળાની નિંદાથી મેળવી શકેજ નહિ, એટલુંજ નહિ પણ કદાચ દોષરહિતને આપણી દષ્ટિએ દોષવાળો ધારીને જો નિંદાના કાર્યમાં ઉતરવામાં આવે, તો તે નિંદા તે સામા પુરુષને કલંક દેનારી જ થાય, અને તેથી તે નિંદા કરનારના આત્માની શી દશા થાય? કદાચ માની લઈએ કે અમુક વ્યક્તિમાં અમુક દોષો નક્કી જ છે તો પણ તેની નિંદા કરવામાં નિંદા કરનારને કોઈપણ જાતનો લાભ નથી. વળી ગુણવાન્ પુરુષના આત્મામાં રહેલા ગુણોની પ્રશંસા કૃષ્ણ મહારાજ કરતા હતા, પરંતુ કોઈપણ કાળે કોઈના પણ દોષોને તે ગ્રહણ કરતા ન હતા. આ તેમની આદતની પ્રશંસા શક્રમહારાજે દેવસભામાં કરી અને તેની શ્રદ્ધા નહિ કરતા કોઈક દેવતાએ પરીક્ષા માટે દાંતની નિર્મળતા જતાં પણ

સર્વ અંગે દોષોએ ભરેલો કુતરો વિકુર્વ્યો, અને તે કુતરો એવો તો દુર્ગંધી વિકુર્વ્યો કે જેની દુર્ગંધના જોરે કૃષ્ણ મહારાજનું આખું લશ્કર તે કુતરાની દુર્ગંધને લીધે રસ્તો છોડીને અવટ રસ્તે ચાલવા માંડ્યું. તેજ પ્રસંગે કૃષ્ણમહારાજ ગુણગ્રાહી હોવાથી લશ્કરની પેઠે કુતરાની ગંધથી માર્ગ છોડ્યોજ નહિ એટલુંજ નહિ, પણ તે કુતરાની પાસે આવ્યા, અને તેના બધા દોષોની ઉપેક્ષા કરી કેવળ નિર્મળ દાંતના ગુણો જાહેર કર્યા, કે જેથી તે પરીક્ષા કરવા આવેલા દેવતાને શક્રમહારાજનું વચન સાચું માનવું પડ્યું, અને તે પરીક્ષામાં ઉત્તીર્ણ થએલા કૃષ્ણ મહારાજને વરદાનમાં અશિવ ઉપદ્રવને શમાવવાવાળી ભેરી આપવાનો પ્રસંગ આવ્યો. આ ઉપરથી દરેક ધર્મપ્રેમીઓએ દોષીના દોષોની ઉપેક્ષા કરવી અને અલ્પ પણ ગુણની પ્રશંસા કરવી તેજ જરૂરી છે એમ સ્પષ્ટ સમજાશે. જો કે દોષની નિંદા કરવી તેને પ્રશસ્તદ્વેષ તરીકે આગળ જણાવેલો છે, પણ તે દ્વેષ નિંદા કરનારના આત્માની અંદર રહેલા દોષોની નિંદાને અંગેજ સમજવો, પણ અન્ય વ્યક્તિના નામે તેના દોષો કહેવા કે તેની નિંદા કરવી તે પ્રશસ્તદ્વેષ કહેવાયજ નહિ.

## ગુણપ્રશંસાને અભાવે ગચ્છાધિપતિને નુકશાન.

શાસ્ત્રોમાં સાંભળીએ છીએ કે સમર્થ એવા એક ગચ્છાધિપતિએ અન્યમતના વાદીની સાથે વાદ કરી જય મેળવી આવેલા પોતાના શિષ્યના ગુણની પ્રશંસા ન કરી તેમાં તેઓને ભયંકર વિપત્તિઓમાં સપડાવું પડ્યું અર્થાત્ ગુણીના ગુણોની પ્રશંસા કરવી એ ફરજીઆત નહિ કરવામાં અનુપબૃંહણા નામનો દોષ અને કથંચિત્ અસ્થિરીકરણનો દોષ પણ લાગે, અને અવાત્સલ્યનો દોષ તો બેઠેલોજ છે. અર્થાત્ લોકોત્તર ગુણવાનની પ્રશંસા દોષને બહાને નહિ કરવામાં તો ઉપર જણાવેલા ત્રણ દોષો જરૂર લાગે, પણ દોષવાળાના દોષ નહિ કહેવામાં કોઈપણ જાતનો અંશે પણ દોષ કહી શકાય નહિ.

## અન્ય દોષ અને દોષીઓને પણ નિંદવાથી સમિતિ ને મહાવ્રતમાં ખામી.

સાધુઓની ભાષાસમિતિમાં પણ અને બીજા મૃષાવાદવિરમણ મહાવ્રતમાં પણ એવાજ વચનને શાસ્ત્રકારોએ અવકાશ આપ્યો છે, કે જે વચન જુઠું હોય નહિ, પણ સત્ય હોય તેટલું બધું બોલીજ દેવું જોઇએ એવો ભાષાસમિતિ કે બીજા મહાવ્રતમાં નિયમ છેજ નહિ, અર્થાત્ બોલવું તે સાચું બોલવું એ ધર્મપ્રેમી અને ધર્મઆચરવાવાળાનું કર્તવ્ય ગણાય, પણ સાચું હોય એટલા માત્રથી વગર ફાયદાનું અને નુકશાન કરનારૂં પણ બોલીજ દેવું એવો નિયમ સમિતિ કે બીજા મહાવ્રતને અંગે નથી પણ તે તો દુર્જનતાની પરાકાષ્ઠાને અંગે જ છે. શ્રી દશવૈકાલિક વિગેરે સૂત્રોમાં શિષ્યને શિખામણના કે તત્ત્વનિરૂપણની જરૂરીઆતના પ્રસંગને છોડી કુશીલિયાની નિંદા કરવાનો પણ નિષેધ સ્પષ્ટ અક્ષરોમાં કહેલો જણાય છે. તો જ્યારે કુશીલિયા સરખાની નિંદા કરવાનો શાસ્ત્રકારોએ નિષેધ કર્યો તો તેથી સ્પષ્ટ થયું કે નિર્ગુણ અલ્પદોષી કે મહાદોષી કોઈની પણ નિંદા કરવાનો હક કોઇને પણ શાસ્ત્રદૃષ્ટિએ કે સજ્જનની દૃષ્ટિએ મળી શકેજ નહિ.

## કૃષ્ણ મહારાજની ગુણદૃષ્ટિ.

શાસ્ત્રોથી સાંભળીએ છીએ કે કૃષ્ણ મહારાજા ઉત્તમ પુરુષ હોઇને હજારો દોષોમાં પણ છુપાએલા ગુણને ગુણ તરીકે પારખી કાઢી તેની પ્રશંસા કરતા આવ્યા છે, એમ સ્પષ્ટપણે સમજી શકાશે, પણ જેવી રીતે તે આચાર્યે પોતાના શિષ્યના ગુણની પ્રશંસા ન કરી, તેથી પોતાના આત્માને ભયંકર આપત્તિમાં મેલ્યો, તેવી રીતે કોઈ પણ ગચ્છાધિપતિ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ કે શ્રાવકે બીજી વ્યક્તિના દોષોની નિંદા ન કરી, તેમાં એક અંશે પણ આપત્તિ કોઈપણ શાસ્ત્રમાં કોઈપણ સ્થાને જણાવવામાં આવેલી નથી, અને તેથી ધર્મપ્રેમીઓએ શાસ્ત્રકારના જણાવ્યા

પ્રમાણે પોતાના આત્માની નિંદા કરવી તેજ જરૂરી છે. જ્યારે ગુણની પ્રશંસા એ જરૂરી વિષય છે તો પછી પોતાના આત્માના ગુણોનું આચ્છાદન કરી અન્યના ગુણોની પ્રશંસા કરવી એજ સજ્જનોનું કર્તવ્ય છે.

## ઉચ્ચગોત્રને બાંધવાનો રસ્તો પરગુણપ્રશંસા ને દોષાચ્છાદિન.

તત્વાર્થસૂત્રકાર પણ સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે તેઓજ ઉચ્ચગોત્ર બાંધી શકે કે જેઓ અન્યની પ્રશંસા કરે અને પોતાની નિંદા કરે, તથા પોતાના છતા ગુણો પણ ઢાંકે અને બીજાના ઉપચારથી આવી શકે એવા અસદ્‌ગુણોની પણ પ્રશંસા કરે પોતાના દોષો જાહેર કરે ને બીજાના ઢાંકે પણ જેઓ તેનાથી વિરૂદ્ધપણે એટલે પરની નિંદા અને આત્માની પ્રશંસા, પોતાના છતા દોષોને ઢાંકવા અને બીજાના અછતા દોષો ગાવા એ નીચગોત્ર બાંધવાનુંજ કારણ છે. આ બધી વસ્તુસ્થિતિને સમજનારો સામાન્ય મનુષ્ય પણ ઉત્કૃષ્ટ એવા અને આખા ભવચક્રમાં આજ ભવ મળી શકે એવા સાધુધર્મ ઉપર કેમ રાગ ન ધારે ? અને તેથી જ મહારાજા શ્રીપાળજી ગુણાનુરાગીની લાઈનમાં દાખલ થઇ હંમેશાં સાધુધર્મના રાગદ્વારાએ ચારિત્રપદનું આરાધન કરે છે.

## મનની સુન્દરતા અને સ્થિરતાનું ફલ.

ઉપર જણાવ્યા પ્રમાણે અરિહંત મહારાજા વિગેરે આઠે પદની આરાધના જે રીતે મહારાજા શ્રીપાળજીએ કરી, તે સામાન્ય રીતે જોઇ ગયા, પણ તે આઠે પદની આરાધનામાં મનની સુંદર દશા થવી એ પહેલે નંબરે જરૂરી છે, તેમજ મોક્ષે જવાવાળા મનુષ્યોને પણ મનની સુંદરતાની અનિવાર્ય જરૂર છે, માટે મનની શુદ્ધિને આરાધન કરનારાઓએ અવશ્ય આદરવી જોઈએ, અને મોક્ષે જનારા દરેકે મનની શુદ્ધિ જરૂર આદરેલીજ છે. મનની શુદ્ધિ એજ નિકાચિત કર્મને તોડનારી વસ્તુ છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર એ ત્રણ મોક્ષમાર્ગ હોઈ નિર્જરાનું સાધન છે, પણ અનિકાચિત કર્મોજ તેનાથી તૂટે છે. નિકાચિત કર્મોને

તોડવાનું સામર્થ્ય મનની સુંદરતા સિવાય બીજા કોઇમાં છેજ નહિ. આ વસ્તુ વિચારતાં જરૂર એમ કહેવું પડશે કે મનની સુંદરતા એજ મોક્ષની જડ છે, અને તેથી જ કેટલીક જગો પર કહેવામાં આવે છે કે–

'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः' ।

'मोक्षमार्गस्य दीपिका एकैव मनसः शुद्धिः' ।

અર્થાત્ એકલી મોક્ષની શુદ્ધિ તેજ મોક્ષમાર્ગની દીવી છે. વસ્તુતઃ ક્રોડાક્રોડ સાગરોપમોનાં બાંધેલાં કર્મોમાં જે જે કર્મો અનિકાચિત હોય, તે ભક્તિદ્વારાએ, જપદ્વારાએ કે તેવાં બીજાં ધાર્મિક અનુષ્ઠાનોદ્વારાએ તૂટી શકે. અર્થાત્ તે તે અનુષ્ઠાનોથી તે તે કર્મોનો ઉપક્રમ થઈ તે તે કર્મો જલ્દી ભોગવાઈને તૂટી જાય, પણ જે કર્મો નિકાચિત હોય તેનો ઉપક્રમ બીજા કોઈ ભક્તિઆદિ કાર્યદ્વારાએ થઈ શકતો નથી, પણ માત્ર મનની સુંદરતાનું સ્થૈર્યપણું તેજ તે નિકાચિત કર્મોને તોડી શકે છે, અર્થાત્ કહેવું જોઈએ કે જીવે ધર્મની પ્રાપ્તિ કરવા પહેલાં બાંધેલાં અનેક ભવોનાં નિકાચિત કર્મો જે વિષય, કષાય, આરંભ, પરિગ્રહ, ક્રોધ. માન, માયા, લોભ, રાગ, દ્વેષની અત્યંત તીવ્ર પરિણતિએ બાંધેલાં છે, તેનો ક્ષય જો આ મનની સુંદરતાના સ્થૈર્યથી ન કરી શકાય તો મોક્ષ થઈ શકે જ નહિ, કારણ કે કર્મોનો સર્વથા ક્ષય થાય તોજ મોક્ષ થઈ શકે, અને નિકાચિત કર્મો હોય ત્યાં સુધી તો મોક્ષ થવાનો સંભવજ ક્યાંથી હોય? એટલું જ નહિ પણ મનની સુંદરતાની સ્થિરતાદ્વારાએ જો નિકાચિત કર્મોનો ક્ષય ન થાય, અને ક્રમસરજ જો તે નિકાચિત કર્મો ભોગવવાં પડે તો તે નિકાચિત કર્મો ભોગવતી વખત અબુલનાએ પરિણામની અશુદ્ધ તીવ્ર રહેવાથી ફેર નિકાચિત કર્મોનો બંધ થાય, અને તેવી રીતે નિકાચિતની પરંપરા ચાલતાં, મોક્ષ તો શું? પણ મોક્ષના માર્ગની પ્રાપ્તિ પણ મુશ્કેલ થઈ જાય, માટે મોક્ષની સાધનાને અંગે નિકાચિત કર્મોને ક્ષય કરનારી વસ્તુ માનવીજ જોઈએ, અને તેમાં પણ કર્મનું નિકાચિતપણું થવું, તે વચન કે કાયાના યોગના પ્રભાવે થઈ શકતું નથી.

પણ મનના યોગના પ્રભાવેજ થાય છે, તેથીજ તેને તોડવા માટે પણ મનની સુંદરતાની અને સ્થિરતાનીજ જરૂર રહે, અને તે મનની સુંદરતાની સ્થિરતા તેનુંજ નામ ધ્યાન, અને તે ધ્યાન બાર જાતના તપમાં ૭ પ્રકારનો જે અભ્યંતર તપ તેનો એક ભેદ છે, તેથી તે તપપદની કેટલી જરૂરછે તે સહેજે સમજાશે.

## મનની સુંદરતા ને સ્થિરતાના ઉપાયો ને તેમાં તપનું સ્થાન.

વળી મનની સ્થિરસુંદરતા મેળવવામાં જો કોઈપણ બાધા કરનાર હોય તો તે માત્ર ઈંદ્રિયના વિષયોજ છે, કેમકે મનનું કામ સ્વતંત્રપણે કોઈ દિવસ પણ ચાલતું નથી. તે મન તો માત્ર ઇંદ્રિયોએ અનુભવેલા વિષયોમાંજ રાચવું, માચવું તેના સંકલ્પો કરવા અને તેની પ્રાપ્તિને માટે ઇંદ્રિયોએ અનુભવેલા કે જાણેલા પાપોને કરવા, કરાવવા તૈયાર થવું તેજ મનનું કામ છે, તેથી મનની સ્થિરસુંદરતાને રાખવાની જેને ઇચ્છા હોય તે મનુષ્યે ઈંદ્રિયોને બહેકાવનાર માર્ગથી જરૂર દૂર રહેવું જોઈએ. જો કે બાહ્ય સંજોગોથી બહેકાવનારા વિષયો છે, પણ જો મનની સુંદરતા રહી શકે તો તે બાહ્ય સંયોગો ઇંદ્રિયોને બહેકાવીને મનને બગાડી શકતા નથી, તેથી તે મનને નહિ બગડવા દેવા માટે ઇંદ્રિયોના પોષક પદાર્થો ઉપર કાબુ મેળવવોજ જોઇએ, અને જો તે ઇંદ્રિયોના પોષક પદાર્થો ઉપર કાબુ મેળવવામાં આવે, તો ઇંદ્રિયોના વિકારો જન્મ પામી શકેજ નહિ, અને ઈંદ્રિયોની ઉન્મત્તતા ન થાય તો મનની ઉન્મત્તતા થતી નથી, તેમજ પ્રથમ કંચિત્ થએલી મનની ઉન્મત્તતા આપોઆપ નાશ પામે છે, તેથી મનની સુંદરતા ઇચ્છનારે ઈંદ્રિયોના વિકારો રોકવા અને ઈંદ્રિયોના વિકારોને રોકવાની ઇચ્છાવાળાએ ઈંદ્રિયોના પોષક તત્ત્વોને દૂર કરવા માટે કે ઓછા કરવા માટે અનશન-આદિક તપસ્યા આદરવીજ જોઇએ, અને તેથી નવમે પદે તપની આરાધના શ્રી શ્રીપાળ મહારાજ કેવી કરે છે તે જોઇએ :-

आसंसाइविरहिअं बाहिरब्भिंतरं तवोकम्मं ।
जहसत्तीइ कुणंतो सुद्धतवाराहणं कुणइ ॥ ११७८ ॥

## આશંસાદિ છોડવાની આવશ્યકતા.

સામાન્ય રીતે સામાન્ય બુદ્ધિવાળા જનો 'नमो तवस्स' ની જપમાળાઓ ગણીને તપપદનું આરાધન કર્યું છે એમ માનીને કૃતાર્થ થાય છે. વધારેમાં નવપદજીની ઓળી કરી તપપદના આયંબિલોથી પોતાને કૃતાર્થ માને છે, તેઓએ આ શ્રીપાળ મહારાજના તપપદની રીતિ ધ્યાનમાં લેવી. જગતમાં ચોર, ધાડપાડુ વિગેરેનો બંદોબસ્ત કરીનેજ ધનનું રક્ષણ કરી ભોગવટો કરાય છે, તેવી રીતે જે બાહ્ય, અભ્યંતર બે પ્રકારનું થઇને બાર પ્રકારનું તપ છે, તેને અંગે ચોર કહો. ધાડપાડુ કહો કે લૂંટારા કહો તે બીજા કોઇજ નહિ પણ પૌદ્ગલિક વસ્તુની આકાંક્ષા વિગેરે છે. આ ભવ કે આવતા ભવમાં તપના પ્રભાવે કે ધર્મના પ્રભાવે પૌદ્ગલિક વસ્તુની જે ઇચ્છા કરવી તે આશંસા કહેવાય. અને તેજ ઇચ્છા જો અસાધારણ રૂપ પકડે તો તે નિયાણારૂપ થઇ જાય છે, અને તે આશંસા અને નિયાણું, તપના સાધ્યરૂપ મોક્ષને દૂર ને દૂર ફેંકી દે છે, માટે મોક્ષની ઇચ્છાવાળાએ તપ કરતાં આશંસા, નિયાણું, અવિધિ, અપરિણામ વિગેરે તપના દોષો છોડવા જોઇએ. એવી રીતે નિરાશંસપણું મોક્ષસાધનને અંગે અગ્રપદપણું ભોગવતું હોવાથી આચાર્ય શ્રી રત્નશેખરસૂરિ મહારાજે તપપદના આરાધનમાં તપના ભેદો જણાવતાં પહેલાં આશંસાદિ દોષરહિતપણે તપ કરવાથી જ તપનું આરાધન થાય છે એમ જણાવ્યું મહારાજા શ્રીપાળ તપપદનું આરાધન કરતાં અનશનઆદિક ૭ બાહ્ય પ્રકારના તપ અને પ્રાયશ્ચિત્તઆદિ ૭ અભ્યંતર પ્રકારના તપને નિરાશંસપણે આદરતાં તપપદની આરાધનામાં પ્રવૃત્ત થએલા છે અનશનાદિ ૭ બાહ્યભેદો અને પ્રાયશ્ચિત્તઆદિ ૭ અભ્યંતર ભેદોને આ નિબંધની શરૂઆતમાં કાંઇક જણાવેલા હોઇ તેનું વિવેચન લખવું ઉચિત માન્યું નથી. છતાં વિસ્તારને દેખવાની ઇચ્છાવાળાએ શ્રીભગવતીસૂત્રનું પચીસમું શતક, ઔપપાતિક નામનું ઉપાંગ વિગેરે શાસ્ત્ર દેખવાં જરૂરી છે.

## તપ કરવાની આવશ્યકતા સ્વીકારવા છતાં તેમાં સ્યાદ્વાદને સ્થાન.

આ બાર પ્રકારના તપમાં કેટલાક જીવો શાસ્ત્રમા કહેલ–

सो हु तवो कायव्वो जेण मणो मंगुलं न चिन्तेइ ।
जेण न इंदियहाणि जेण य जोगा न हायंति ॥

અર્થાત્ જે તપથી મન, ધર્મ ધર્મી અને પચ્ચક્ખાણ-આદિક ઉપર દ્વેષયુક્ત મનવાળો ન થાય વળી જે તપથી ચક્ષુઆદિ ઈંદ્રિયોને ન નિવારી શકાય તેવું નુકશાન ન થાય અને જે તપ કરતા સંયમના યોગો ભવિષ્યને માટે નાશ ન પામે, તેવું જ તપ કરવું જોઈએ. આવી રીતે શાસ્ત્રકારોએ નિરૂપણ કરેલું છતાં જેઓ શક્તિનો વિચાર ન કરતાં તપસ્યાઓ કરે છે, અથવા તો જે પંચાગ્નિતપ વિગેરેની આતાપના કરી મન વિગેરેની ચાહે જે સ્થિતિ થાય તોપણ તપની કર્તવ્યતા માની તપને પોતાની અપંગદશા થાય ત્યાં સુધી પણ તપને વળગી થોડા લાભે ઘણું હારવાનું કરે છે, તેવી રીતે મહારાજા શ્રીપાળ તપનું આરાધન કરતા ન હતા, પણ તેઓ તો શક્તિ પ્રમાણેજ તપ કરી તપપદનું આરાધન કરતા હતા.

આવી રીતે શ્રીપાળ મહારાજે નવે પદનું આરાધન, તપસ્યા અને જિનઆદિકની ભક્તિપૂર્વક કર્યું અને તે સાડી ચાર વર્ષ સુધી આરાધન કર્યા પછી તેનું ઉજમણું કરવા માંડ્યું, તેનો પ્રસંગ શી રીતે આવ્યો? અને તેમણે ઉજમણું શા રીતે કર્યું? એ વિગેરે વર્ણન કરવું જરૂરી હોવાથી તે સંબંધમાં કંઇક કહીશું.

## નવે પદોની આરાધનાની પૂર્ણતા સુધી
## શ્રીસિદ્ધચક્રનું જરૂરી પૂજન ને ભક્તિ.

મહારાજા શ્રીપાળ દ્રવ્ય અને ભાવ બંને પ્રકારની ભક્તિથી નવ પદોનું આરાધન કરતાં હંમેશાં સિદ્ધચક્રની પૂજા કરતા હતા, તે વાત આચાર્ય મહારાજ શ્રી રત્નશેખરસૂરિજી નીચેની ગાથાથી જણાવે છે.–

પ્રકારે આરાધના કરવાની છે, તેવીજ રીતે શક્તિસંપન્ન પુરુષે આ બારે પ્રકારની તપસ્યાની અંદર પણ વીર્ય ફોરવીને વીર્યાચારને આરાધવાની જરૂર છે, અને તેથીજ વીર્યાચારના છત્રીસ ભેદો. જ્ઞાનાચારઆદિકના ચોવીસ અને આ તપ આચારના બાર મળીને ગણેલા છે, અને આજ કારણથી દશવૈકાલિક વિગેરેમાં પણ–

अणिगूहियबलवीरिओ, परक्कमइ जो जहुत्तमाउत्तो ।
जुंजइ अ जहाथामं, नायव्वो वीरिआयारो ॥

અર્થાત્ તેજ વીર્યાચાર જાણવો કે જેમાં શારીરિક બળ અને માનસિક વીર્ય જેટલું હોય તેટલું જ્ઞાનાચાર આદિ છત્રીસ આચારોમાં ફોરવવામાં આવે, પણ અંશે પણ તેનું ગોપવવું થાય નહિ, અને શાસ્ત્રોમાં કહેલા આચારોમાં વીર્યાચાર ફોરવવાના રિવાજ મુજબ બરોબર ઉપયોગવાળો છતો પોતાના બળવીર્યને ફોરવે, અને પરાક્રમ કરે, તેમજ મન, વચન અને કાયાના યોગોનો પ્રયત્ન પોતાના બળવીર્યની સ્થિતિ પ્રમાણે જરૂર કરે. આ ઉપરથી સ્પષ્ટપણે સમજાશે કે વીર્યાચારના છત્રીસ ભેદો હોવાનેજ લીધે તપસ્યાના બાર ભેદો પણ શક્તિવાળાને માટેજ ફરજીઆતજ છે. વીર્યાચારના જે ત્રણ ભેદો ગણાય છે તે ફક્ત મન વચન કાયાના વીર્યની અપેક્ષાએ જાણવા અને તે શક્તિવાળાને માટેજ ફરજીઆત છે.

## તપનું આપેક્ષિક ફરજીઆતપણું હોવાનું કારણ, તપસ્યા એ ઔદયિક નથી ક્ષાયોપશમિક છે.

એ કહેવાનું કારણ એ કે બૌદ્ધદર્શનાદિ જેવા કુમતોએ શક્તિહીનોના તપસ્યાને દેખીને તપસ્યાને દુઃખરૂપે જે મનાવી છે તેનો આક્ષેપ જૈનમતને લાગુ પડતોજ નથી. જૈનમતની તપસ્યા ક્રોધાદિકની શાંતિથી બનેલી અને આત્માને વિશિષ્ટ આનંદ આપનારી હોઈને ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમથીજ થવાવાળી છે એક અંશે પણ જૈનમતની તપસ્યા ઔદયિકરૂપ એટલે પહેલા બાંધેલા પાપના ઉદયથી

દર્શાવાતી નથી. છતાં જો એવી સામની પરિણતિથી અને કર્મક્ષય કરવાદ્વારાએ મોક્ષની પ્રાપ્તિને માટે કરાતી તપસ્યા જો પાપના ઉદયથી થતી માનવામાં આવે તો પછી બૌદ્ધદર્શનમાં પણ આદરવા લાયક તરીકે મનાએલું બ્રહ્મચર્ય અને રાજ્યઋદ્ધિનો ત્યાગ કરવા દ્વારાએ પરિગ્રહનો ત્યાગ એ પૂર્વભવના મહાપાપના ઉદયથી થએલો માનવો પડે, અને તે અપેક્ષાએ તેમના સંસારી ભક્તો કરતાં તેમના સાધુ મહાત્માઓ મહા દુ:ખવાળા અને પ્રચુર પાપી મનાવા જોઇએ, પણ આ વાતને એક અંશે પણ ખુદ બૌદ્ધદર્શનવાળો તો શું ! પરંતુ કોઇપણ આસ્તિક મનવાળો માની શકે તેમ નથી, તો પછી બૌદ્ધોએ તપસ્યામાં પોતાની અશક્તિ જાહેર કરવી તેજ વ્યાજબી હતી, અને કાં તો પોતાની શક્તિને પોતે તપસ્યામાં ફેરવી શકતો નથી તેવી ભૂલ થાય છે એમ જણાવવું જોઇતું હતું, પણ તે નહિ કરતાં બૌદ્ધોએ જે તપસ્યાને દુ:ખરૂપે વર્ણવી છે તે કેવળ શિયાળીઆએ દ્રાક્ષને ખાટી કહી એ ઉખાણાનેજ અનુસરે છે.

## તપથી કથંચિત્ કાયપીડા છતાં શમસારપણું.

જો કે જેમ બ્રહ્મચર્યપાલનમાં તથા પરિગ્રહના ત્યાગમાં દૃષ્ટિવિપર્યાસ અને તૃષ્ણાને કાબુમાં લેતાં સજ્જડ મહેનત પડે છે, છતાં તે બ્રહ્મચર્ય અને આકિંચન્ય પરમ ભાગ્યશાળીને પ્રાપ્ય હોય એમ ગણવામાં આવે છે, અને જગતમાં પણ હીરા, મોતી વિગેરેના વેપારી હીરા, મોતી વિગેરેના વેપાર કરતાં ક્ષુધા, તૃષા, શીત, તાપ વિગેરેનાં દુ:ખો વેપારમાં થતા મોટા લાભની અપેક્ષાએ તે શીતાદિકને દુ:ખરૂપે ગણતા નથી. તેવી રીતે અહીં પણ જ્યાં સુધી આત્માને સર્વજ્ઞપણું કે બૌદ્ધની અપેક્ષાએ નિર્વાણ પ્રાપ્ત થાય નહિ, ત્યાં સુધી દરેક જીવ પાપે ભરાએલો છે તો તેવા દુરંત અને સંસારમાં ભ્રમણ કરાવનારા પાપનો ક્ષય કરી અવ્યાબાધ સુખની હમેશાં સંપત્તિ રહે તે રૂપ મોક્ષનો લાભ વિચારનારો મનુષ્ય માત્ર કથંચિત્રૂપે કાયાને જ થતી પીડાને અપીડારૂપે ગણે તેમાં આશ્ચર્ય જ નથી.

સ્વરૂપ દેખાડતાં સમ્યક્ત્વ એ જીવનો ગુણ છે, કે સમ્યક્ત્વપણે પરિણમેલો જીવ સમ્યગ્દર્શન છે એમ કહેલામાં આવ્યું છે, છતાં પણ સ્વામિત્વ અને અધિકરણને અંગે એક, બે કે ઘણી ભગવાન્ જિનેશ્વરોની પ્રતિમાઓને દેખીને સમ્યક્ત્વ પમાતું હોવાથી અજીવ સંબંધી અને અજીવમાં રહેલું સમ્યક્ત્વ માન્યું છે. ઉપર જણાવેલા શાસ્ત્રોમાં અજીવના સ્વામિત્વ અને આધારને જણાવતાં ફક્ત જિનેશ્વર મહારાજની પ્રતિમાઓ લીધી છે, પણ આચાર્યો, ઉપાધ્યાયો, કે સાધુઓની મૂર્તિઓ લેવામાં આવી નથી, તેનું કારણ જાણવાની ઇચ્છાવાળાએ આચાર્યાદિકની મૂર્તિ માટે કહેલો અધિકાર ફરી જોઈ જવો. આ ઉપર કહેલી હકીકત વિચારતાં સ્હેજે સમજાશે કે ભગવાન્ તીર્થંકરોની પ્રતિમાને ભરાવનાર તથા આરાધનાર મનુષ્ય ભવ્યજીવોને સિદ્ધિની સીડીઓ સ્વાધીન કરે છે, અને આટલું બધું ફળ હોવાથીજ ભગવાન્ જિનેશ્વરોની મૂર્તિઓને ભરાવવાના તથા તેની પૂજા-આદિથી આરાધના કરવાના મોક્ષ સુધીનાં ફળો શાસ્ત્રકારો સ્થાન સ્થાન ઉપર જણાવે છે. ભગવાન્ સર્વજ્ઞની મૂર્તિનો આટલો બધો પ્રભાવ હોવાથી સામાન્ય રીતે પણ સજ્જનોએ જિનેશ્વરોની મૂર્તિઓ ભરાવી તેની આરાધના કરવી જોઇએ તો પછી ઉજમણાને માટે ઉજમાળ થએલા ઉત્તમ પુરુષોએ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનની મૂર્તિઓ તપના પદની સંખ્યાના પ્રમાણમાં ભરાવવી જરૂરી જ હોય તેમાં આશ્ચર્ય જ શું?

## ઉજમણામાં ચંદરવા-પુંઠીયા.

ઉજમણાને અંગે જે ચંદરવા વિગેરે ભરાવવામાં આવે છે તે રીતિ નવી નથી, કેમકે શ્રાદ્ધવિધિ અને ધર્મસંગ્રહ સરખા પહેલાનાં ગ્રંથોમાં ચંદ્રોદય આદિ ઉપકરણો દહેરાં વગેરે માટે જણાવવામા આવેલાં છે, અને વસ્તુતાએ વિચારીએ તો જિનેશ્વર મહારાજની પાછળ ભામંડળ રહેતું જ હતું કે જે ભામંડળનું તેજ સૂર્ય કરતાં તો શું ! પણ બાર સૂર્ય કરતાં અધિક હતું. તો પછી સામાન્ય સોનારૂપાના કસબથી ભરેલા ચંદરવા ભગવાનની પૂંઠે બાંધવાને માટે તૈયાર કરાય તે કોઈ

તરીકે નહિ પણ જરૂરી અગર દહેરા કે સંઘની શોભાની ખાતર જો ચંદરવા-પુંઠીઆં આપે તો તે અધિકારીઓએ પહેલાંનાં ચંદરવા-પુંઠીઆં કોઈપણ યોગ્ય દહેરા ઉપાશ્રયમાં આપી દેવાં જોઇએ, પણ જો અધિકારીઓ તેવી ઉદારતા ન બતાવે અને નવા નવા ચંદરવા-પુંઠીઆં લઈ પહેલાના ચંદરવા-પુઠીઆંને પેટી-પેટારામાં સંઘરીને જો તેને સડવાનો કે બગાડવાનો પ્રસંગ ઉભો કરે તો ધ્યાન રાખવું જોઇએ કે તે ચંદરવા-પુંઠીઆં વિગેરે દેવદ્રવ્ય કે ધર્માદા મિલ્કતનો તે અધિકારી નાશ કરનારો થઈ ડુબનારોજ થાય છે, અને તેથી અધિકારીઓને એજ યોગ્ય છે કે નવાં આવેલાં ચંદરવા-પુંઠીઆંને બીજા દહેરા કે ઉપાશ્રયે ન આપી શકે તો પહેલાંના ચંદરવા-પુંઠીઆં વિગેરે તો બીજા દહેરા ઉપાશ્રયે જરૂર આપી દેવાજ જોઈએ. અધિકારીઓએ ધ્યાન રાખવું જોઈએ કે બધા ઉપાશ્રયે અને બધા ગામે અને દરેક વખતે ચંદરવા-પુઠીઆં વિગેરેનું ઉજમણું કરનારા હોતા નથી, અને તેથી જે જે નાના કે મોટા દહેરામાં નાના કે મોટા ઉપાશ્રયમાં ચંદરવા ન હોય ત્યાં તે ચંદરવા-પુંઠીઆ આપવાથી પોતે ધર્માદા મિલ્કતને નાશ કરનારપણામાથી બચે છે, અને તે તે ગામોની પ્રજામાં ધાર્મિક ઉલ્લાસ અને ધાર્મિક બહુમાનને પ્રવર્તાવનારા થાય છે. ચંદરવા-પુંઠીઆં પહેલાંના કે નવા આપવામાં લાગવગવાળાની લાગણી ઉપર ધ્યાન નહિ આપતાં જે જે જગોપર જરૂરી હોય, ધર્મનો ઉલ્લાસ વધારે હોય, અને તેની અછત મટી ન શકે એવું હોય તેવી જગોપર તે ચંદરવા-પુંઠીઆં વિગેરે આપવાં એજ ચંદરવા-પુંઠીઆંને અંગે વિવેક કરેલો ગણાય.

### ચંદરવા-પુંઠીયાના આલેખો સંબંધી.

આજકાલ ચદરવા અને પુંઠીઆમાં પૂજ્યપદાર્થોના આલેખો કરવામાં આવે છે. અને તે આલેખોમાં કેટલાક સમજુ ગણાતા મનુંષ્યો સહાયકારક બને છે, પણ તેઓએ તેવા આરાધ્ય-પુરુષોના ચંદરવા-પુંઠીઆંમાં આલેખો કરવા તે કોઇપણ પ્રકારે ઉચિત

નથી, કેમકે ચંદરવા–પુંઠીઆ વિગેરે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના અને વર્તમાન સાધુના બહુમાન અને શોભાને માટે ઉપયોગમાં લેવાના હોય છે, તો તેવાં શોભાના સાધનોમાં પૂજ્ય અને આરાધ્ય પદાર્થોને ગોઠવવા તે ખરેખર પૂજ્ય અને આરાધ્ય પદાર્થોને રમકડાંની કોટડીમાં મેલવા જેવું છે. તેમાં વળી વર્તમાનકાળમાં સાધુઓની પાછળ તે ચંદરવા–પુઠીઆં બાંધવામાં આવે તો વર્તમાનકાલીન સાધુઓએ ખરેખર વિચાર કરવો જોઇએ અને તેનો સ્પષ્ટ શબ્દોમાં નિષેધ કરવો જોઇએ. ભરત મહારાજા અને બાહુબલજી મહારાજા સરખા અવ્યાબાધપદને પામનારા તથા વજ્રસ્વામીજી મહારાજ સરખા શાસનના અદ્વિતીય પ્રભાવક પુરુષો જે ચંદરવા–પુંઠીઆંમાં આલેખાએલા હોય, ચંદરવા–પુંઠીઆંને વર્તમાનકાલના ચારિત્રની તદ્દન શિથિલતાવાળા સાધુ મહાત્માઓ પુઠે બાંધવામાં ઉપયોગ કરી તેવા મહાપુરુષોને પુંઠ દઇને બેસે તે એક વિવેકની કણીવાળાને પણ છાજતું નથી. વળી જિનેશ્વર મહારાજના મંદિરમાં પણ તેવા મહાપુરુષના આલેખવાળા ચંદરવા–પુંઠીઆ ઉપકરણ તરીકે અને સાધન તરીકે રહે તે આરાધ્ય અને આરાધનાના સ્વરૂપને જાણનારાઓને માટે લાયક તો નથીજ. આરાધ્ય–પુરુષના આલેખનો ઉપયોગ સાધન તરીકે ઉપકરણ તરીકે થાય તે કોઇ પણ પ્રકારે ઉચિત ગણાય નહિ. કેટલાકોની એવી ધારણા હોય છે કે ચંદરવા માથા ઉપર બંધાતા હોવાથી તથા પુંઠીઆમાં પણ પુંઠ આવે તેટલો ભાગ કોરો રાખીને બાકીના ભાગમાં પૂજ્ય–પુરુષોનો આલેખ કરવામાં આવે તો તેમાં આશાતનાનો સંભવ નથી. આવું કહેનારાઓએ સમજવું જોઇએ કે આરાધ્ય–પુરુષોના આલેખો માથા ઉપર રહેતા ચંદરવામાં કે પુંઠ લાગે તેટલો ભાગ ટાળીને બાકીના પુંઠીઆંમાં કરવામાં આવે તો તેમાં પુંઠ કરવાનો દોષ ન લાગે, પણ તે આરાધ્યની આરાધનાને અંગે ઉપકરણપણું થઇ જાય એ ઓછું શોચનીય નથી. વાસ્તવિક રીતે તો ચંદરવા–પુંઠીઆંની અંદર ઇંદ્ર, સૂર્ય, ચંદ્ર, આઠ પ્રાતિહાર્ય વિગેરેના આલેખો થાય અગર વૈરાગ્યદર્શક આલેખો કરવામાં આવે તેજ ઉચિત ગણાય.

## ચંદરવા આદિના માપો.

ચંદરવા અને પુંઠીઆં કરનારાઓએ જે દહેરા અગર ઉપાશ્રયમાં આપવાનો વિચાર કર્યો હોય તે દહેરા અગર ઉપાશ્રયનાં પળ્હાઈના માપથી ચંદરવા-પુંઠીઆં કરાય તો કેટલીક વખતે ચંદરવા-પુંઠીઆં સારાં છતાં પણ સારે સ્થાને બાંધવામાં તેની નિરૂપયોગિતા થાય છે તે થવાનો વખત આવે નહિ.

## ત્રિગડા કરાવવાની જરૂર.

ઉજમણું કરનારે ચંદરવા અને પુંઠીઆંની સાથે ત્રિભુવનનાયક તીર્થંકરને સ્નાત્રપૂજાની વખતે બિરાજમાન કરવાના ત્રિગડાં અને સિંહાસનો પુંઠીઆંના પ્રમાણમાં જરૂર કરવાં જોઇએ, ઉજમણું કરવાવાળાં ભાગ્યશાળી જ્યારે ઉજમણાના પ્રમાણમાં છોડ કર્યા હોય અને તે દરેક ત્રિગડાં નહિ પધરાવે તો પછી તે ઉજમણું દેખીને અનુમોદન અને અનુકરણ કરવાવાળા બીજા ધર્મપ્રેમીઓ તેમ ન કરે તે સ્વાભાવિક છે, માટે શક્તિસંપન્ન ભાગ્યશાળી પુરૂષોએ ઉજમણાના જેટલા છોડ કર્યા હોય તેટલાં ત્રિગડાં બિરાજમાન કરવાજ જોઇએ કે જેથી પોતાને આરાધના થવા સાથે બીજાઓને તે અનુકરણ કરવાને લાયક થાય.

## ઉજમણામાં ઉદારતાની આવશ્યકતા.

ઉજમણું કરવાવાળાઓએ ધ્યાન રાખવું. જોઈએ કે ઉદ્યાપન જેવો પ્રસંગ પોતાની જિંદગીમાં વારંવાર તો આવે નહિ, તો પછી કોઈક ભાગ્યના યોગે મળેલો અપૂર્વ ઉજમણાનો અવસર સાચવવા સંકોચવૃત્તિને સ્થાન આપવું જોઇએ નહિ. સંકોચવૃત્તિથી ખરચાએલું નાણું જેટલું ખર્ચ્યું હોય તેટલું બહાર તો દેખાવ આપે છે, પણ તે બહારના દેખાવ કરતાં ઉદારવૃત્તિને લીધે આત્માને મળવો જોઈતો લાભ મેળવવા માટે તે અપૂર્વ અવસરે તો તૈયાર થવુંજ જોઈએ.

## ઉજમણા કરનારને ઉપાશ્રય કરવાની ને ઉદ્ધરવાની જરૂર.

ઉજમણું કરવાવાળાઓ જેવી રીતે ચંદરવા-પુંઠીઆંનું કાંઇક અંશે ધ્યાન રાખે છે, તેવું તે લોકો ઉપાશ્રય જેવા ધર્મસ્થાનને માટે ધ્યાન રાખતા હોય એમ ઘણુંજ ઓછું બને છે. ઉજમણાવાળા તો શું ! પણ બીજા મંદિર વિગેરેને બંધાવનારા મહાનુભાવો સ્વતંત્ર આગવા મંદિર બંધાવવા તૈયાર થાય છે, પરંતુ તેઓનું પણ લક્ષ્ય ઉપાશ્રય તરફ તેવી રીતે હોય એમ લાગતું નથી, કેમકે એક એક શેઠીઆએ સ્વતંત્ર રીતે મંદિરો બંધાવેલાં ઘણા ગામોમાં દેખીએ છીએ પણ એવી રીતે સ્વતંત્ર-પણે ઉપાશ્રયને બંધાવનારા કોઇકજ ગામમાં કોઇકજ ભાગ્યશાળીઓ નીકળતા જણાય છે. જો કે આ ઉપરથી દહેરાસર બંધાવવાનું કાર્ય ચઢતું નથી કે ઉતરતું છે એમ કહેવાની મતલબ નથી, પણ ઉપાશ્રય એ ધર્મનું જબરદસ્ત સ્થાન છે. ભાવસ્તવની પ્રવૃત્તિનું મુખ્ય ધામજ ઉપાશ્રય છે, કેમકે ઉપાશ્રયમાં સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ વિગેરે જે ક્રિયાઓ શ્રાવકો નિત્ય કરે તે તેટલા વખતનો તેટલા પૂરતો ભાવસ્તવજ છે. સામાયિક અને પ્રતિક્રમણનું ભાવસ્તવપણું હોવાને લીધેજ તે સામાયિક, પૌષધ આદર્યા છતાં દ્રવ્યસ્તવ એટલે જિનેશ્વર ભગવાનની પ્રતિમાની પૂજાનો નિષેધ કરવામાં આવે, જો તે સામાયિક, પ્રતિક્રમણ કરતાં પ્રભુની પ્રતિમાની પૂજારૂપ દ્રવ્યસ્તવ જો અધિકતાવાળો હોય તો તેમાં નિષેધ કરવામાં આવત નહિ.

## સામાયિકાદિ ને દ્રવ્યપૂજાનો બલાબલવિચાર.

જો કે કેટલીક જગો પર સામાયિક કરવાનું કાર્ય મેલીને પણ પ્રભુની પ્રતિમાની પૂજારૂપ દ્રવ્યસ્તવનું કાર્ય કરવાનું જણાવવામાં આવે છે, પણ તેનો અર્થ સામાયિક અને પૌષધ કરતાં દ્રવ્યપૂજાનું કાર્ય અધિક છે એમ નહિ, પણ સામાયિકની ક્રિયા સ્વતંત્ર છે, જ્યારે પૂજાની ક્રિયા સામગ્રીને આધીન રહે છે. વળી સામાયિક પૌષધ તે કરનારના આત્માને ઉદ્ધરનાર છે, જ્યારે ભગવાનની દ્રવ્યપૂજા તે કરનારના આત્માને

અને બીજા તે દેખીને અનુમોદના કરનારના આત્માને ઉદ્ધરનારી છે, અને આજ કારણથી શાસ્ત્રકારોએ ઘેરથી સામાયિક કરીને ઉપાશ્રયે જવાનો અધિકાર શ્રીમંતો સિવાયને માટે રાખ્યો. અને શ્રીમંતોને માટે સામાયિકનું તેટલો વખત મોડું થાય અને તેટલો વખત સામાયિક ન પણ થાય તોપણ આડંબર સાથે સામાયિક કરવા જવાનું શાસ્ત્રકારોએ ફરમાન કર્યું, કારણ કે તે બાહ્યાડંબરથી બાળજીવોને ઘણાને શાસનની અને ધર્મની અનુમોદના થઈ ઘણો લાભ થવાનો પ્રસંગ આવે, તેમજ શ્રીજિનેશ્વર ભગવાનની પૂજાથી અને શાસનની શોભાથી સાધ્ય તો વિરતિનુંજ રહે છે ભગવાન્ હરિભદ્રસૂરિજી ચોકખા શબ્દોમાં કહે છે કે – જે મનુષ્યને વિરતિ કરવાનું ધ્યેય ન હોય તે મનુષ્ય જિનેશ્વર ભગવાનની જે દ્રવ્યપૂજા કરે તે ભાવપૂજાના કારણભૂત દ્રવ્યપૂજા નથીજ, પણ માત્ર અપ્રધાનને દ્રવ્ય ગણીએ તેની અપેક્ષાએજ તે દ્રવ્યપૂજા છે આ ઉપરથી સ્પષ્ટપણે સમજી શકાશે કે જે કથંચિત્ સામાયિક પૌષધ કરતાં જિનેશ્વર ભગવાનની પ્રતિમાની દ્રવ્યપૂજા પ્રથમ નંબરે આદરણીય જણાવી છે, તે દ્રવ્યપૂજાને ભાવપૂજાની કારણતાની અપેક્ષાએજ જણાવેલી છે. આ વસ્તુને સમજ્યા પછી કયો સુજ્ઞ મનુષ્ય સામાયિક, પૌષધ વિગેરે ભાવસ્તવના સ્થાનભૂત એવા ઉપાશ્રય તરફ આદરવાળો નહિ થાય?

## વ્યાખ્યાનશ્રવણ એ પણ ચૈત્ય કરવાનો મ્હોટો લાભ.

એક વાત શાસ્ત્રોમાં જે ઘણે સ્થાને કહેવામાં આવી છે, એ પણ ધ્યાનમાં રાખવા જેવી છે, ને તે એ કે જિનેશ્વર મહારાજના ચૈત્યોના લાભને જણાવતાં ચોકખા શબ્દોમાં જણાવે છે કે સાધુ મહાત્માઓના દર્શન અને તેમના વ્યાખ્યાનોના શ્રવણનો મહાલાભ મળે, માટે ચૈત્યાદિક ક્રિયામાં કથંચિત્ દ્રવ્યહિંસા થાય તોપણ તે કરવા લાયક છે. આવી રીતે ચૈત્યની દ્રવ્યહિંસામાં જ્યારે વ્યાખ્યાનશ્રવણના લાભનો ઉદ્દેશ ગણવામાં આવે તો પછી તે વ્યાખ્યાનશ્રવણનો લાભ કેવો અપૂર્વ હોવો

જોઈએ તે સહેજે સમજાય તેવું છે, અને તે વ્યાખ્યાનશ્રવણનું મુખ્ય સ્થાનજ વર્તમાનના ઉપાશ્રયોજ છે.

## ઉપાશ્રયો શ્રાવક-શ્રાવિકાઓને અંગેજ હોય છે.

ઉપાશ્રયના આ લાભની સાથે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ઉપાશ્રયો સાધુ નિમિત્તે હોતા નથી અને હોવા જોઇએ પણ નહિ, કેમકે ઉપાશ્રય બંધાવનારા અને ઉપાશ્રયમાં જનારા સર્વ લોકો સ્પષ્ટ રીતે એ વાત સમજી શકે છે કે ગામમાં જે પ્રમાણે વ્યાખ્યાનને શ્રવણ કરનારાઓ અને તહેવારોમાં પ્રતિક્રમણ કરનારાઓનું હોય છે, તેને આધારેજ ઉપાશ્રયનું માપ હોય છે. આપણે દેખીએ છીએ કે ઉપાશ્રયો હજારો મનુષ્યોની બેઠકની સગવડ ધરાવનારા હોય છે, ત્યારે સાધુઓની સંખ્યા કોઈ દિવસ પણ તેટલા પ્રમાણમાં આવનારી હોતી નથી. કદાચ એમ કહી શકે કે ઉપાશ્રયના હોલ સિવાય બાકીના ઓરડા વિગેરેના સ્થાનો સાધુને માટેજ હોય છે, તો તેમાં પણ પ્રથમ દૃષ્ટિએ તો તે ઓરડાની બેઠક ગૃહસ્થોની હાજરીને અંગેજ કરવી પડે છે, અને ગૃહસ્થોમાં પણ પૌષધ કરનારો સર્વ વર્ગ ઉપવાસ કરનારો હોતો નથી, અને જેઓ ઉપવાસ ન કરી શકે તેવા હોય તે બધાને પોતાને ઘેરે એકાસણા આદિક કરવાની સગવડ હોય નહિ અને તેથી તે પૌષધવાળાને એકાસણાદિ કરાવવા માટે ઓરડાદિકની જરૂર પડે તે સ્વાભાવિકજ છે, એવીજ રીતે સ્થંડિલ અને માત્રાની ભૂમિ પણ પૌષધ કરનારને જરૂર જોઇએ અને જો પૌષધ કરનારાઓની સંખ્યા ધ્યાનમાં રાખીને ઉપાશ્રયને આંગણે લીલોતરી ન ઊગે, લીલફૂલ ન થાય અને માત્રાને ઉપરા ઉપરી પરઠવવું ન પડે, અને પરઠવતાં રેલા ન ઉતરે એવી સગવડ કરવામાં આવેલી હોવીજ જોઇએ, અને જો તેવી સગવડ ઉપાશ્રયને કરવાવાળાઓએ પહેલેથી કરેલી હોય તો જે કેટલીક વખત મોટા પર્વના દિવસોમાં પણ અત્યંત આવશ્યક તરીકે ગણેલા પૌષધાદિકને કરવા માટે ભાવિક વર્ગની મોટી સંખ્યા તૈયાર હોય છે, છતાં તેના કારભારીઓને તેવા

દિવસે તે ક્રિયાને કરતાં કર્મને પણ રોકવા પડે છે તે રોકવાનો વખત આવેજ નહિ. શાસ્ત્રકારો સાધુને માટે પણ તેવાજ ઉપાશ્રયમાં ઉતરવાનું જણાવે છે કે જે ઉપાશ્રયની પાસે સ્થંડિલ અને માત્રાને માટે સગવડતાવાળી જમીન હોય. ચોમાસું શ્રાવકના ક્ષેત્રના ગુણો ગણાવતાં પણ શાસ્ત્રકારો સ્થંડિલભૂમિની સગવડને ભૂલી જતા નથી, પણ આગળજ કરે છે. આ બધું વિચારતાં સ્પષ્ટ થશે કે સામાયિક, પૌષધ અને વ્યાખ્યાનને માટે ઉપાશ્રય નામના સ્થાનની પહેલે નબરે જરૂર છે.

## ઉપાશ્રય એ એક શ્રીસંઘની ઓફિસ.

એક અપેક્ષાએ એમ કહીએ તો તે અતિશયોક્તિ નથી કે શ્રી ચતુર્વિધ સંઘની દરેક કાર્ય કરવાની ઓફિસ જો હોય તો તે ઉપાશ્રયજ છે. ધ્યાન રાખવું જોઇએ કે જેઓ આકાર નહિ માનવાને અંગે કે આરંભને અંગે મૂર્તિને નહિ માનનારા છે, તેઓ પણ ધર્મશ્રવણના ગ્થાન તરીકે સ્થાનું સ્થાન કે જેને આપણે આપણી અપેક્ષાએ ઉપાશ્રય કહી શકીએ તેને તે માનેજ છે. આવી રીતે એક અપેક્ષાએ ચૈત્યને મૂર્તિ કરતાં અત્યંત ઉપયોગી અને ચૈત્ય અને મૂર્તિના મહિમાને ઉત્પન્ન કરનાર, ટકાવનાર અને વધારનાર એવા ઉપાશ્રયની તરફ જૈનકોમ કે તેના શ્રીમંતો બેદરકારી ધરાવે તે ચલાવી લઇ શકાય તેવું નથી.

## ઉજમણું કરનારાઓએ જ્ઞાનની આરાધના કેમ કરવી?

ઉજમણું કરનારાઓએ એ ખ્યાલ તો જરૂર રાખવો જોઇએ કે ઉજમણું સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રની આરાધના કરનારાઓની ભક્તિને અંગેજ સફળતા પામે છે, અને જો એમ છે તો પછી ઉજમણું કરનારે જેવી રીતે સમ્યગ્દર્શનને અંગે નવીન ચૈત્ય, જીર્ણોદ્ધાર, પ્રતિમા તથા તેની પૂજાની સર્વ સામગ્રી અને ચંદરવા-પુંઠીઆંત અંગે જે ખર્ચ કરવો તેના કરતાં અધિક નહિ તો તેટલું ખર્ચ તો ચારિત્ર અને જ્ઞાનને અંગે થવું જોઇએ. તત્વદૃષ્ટિ ધરનારા ઉજમણા કરનારાઓએ

પોતાને જેટલી રકમ ઉજમણાને અંગે ખર્ચવી હોય તેના ચાર હિસ્સા કરી એકેક હિસ્સો સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્ચારિત્રને અંગે અને તેને ધારણ કરનારા સાધર્મિકોની ભક્તિને અંગે ખર્ચવો જોઇએ. વર્તમાનકાળમાં ઉજમણું કરનારાઓ ઉજમણા માટે ખર્ચવા ધારેલા નાણાંનો મોટો ભાગ ચંદરવા-પુંઠીઆં પાછળ અને સાધર્મિકની ભક્તિ પાછળજ ખર્ચે છે. ઘણી જગો પર દેખીએ છીએ કે વીસ, પચીસ કે પચાસ હજાર સરખા રૂપીઆની મોટી રકમ ખર્ચીને ઉજમણાં કરવામાં આવે છે, પણ તેમાં સમગ્ર જૈનશાસનના મૂળરૂપ એવા જ્ઞાનને એટલે શ્રુતજ્ઞાનને આરાધવામાં ઘણીજ લૂલી પ્રવૃત્તિ થાય છે. ઉજમણાના પ્રમાણમાં પણ જ્ઞાનને અંગે વિચારીએ તો માત્ર નામની રકમ, જ્ઞાન ઉદ્ધાર તરફ કે જ્ઞાન ધરવા તરફ ખર્ચાય છે. જો એમ ન હોય તો આટલે બધે સ્થાનકે ઉજમણાં થાય છે, તો જૈનશાસ્ત્રોનો ઘણો ભાગ અનુદ્ધરિત રહેત કેમ? મંદિર મૂર્તિઓ તરફ જેવું તેને નવાં કે ઉદ્ધરિત કરવા માટે લક્ષ્ય છે, તેના ઘણા થોડા ભાગે પણ જ્ઞાનીઓ ઉત્પન્ન કરવા માટે પ્રયત્ન કર્યો હોય કે કરતા હોય એમ જણાતું નથી. જૈનવર્ગનો ઘણો ભાગ બલ્કે સર્વ કોમ પોતાના સાધુઓને વિદ્વાન્ થએલા જોવા ઇચ્છે છે, પણ તેમને વિદ્વાન્ બનાવવાને માટે ઘણો ઓછોજ ભાગ ઉદારતાથી ખર્ચવા તૈયાર હોય છે.

## સાધુઓને ભણાવવા માટે પંડિતો રાખવા કે-કેમ?

કેટલાકોનું તો કહેવું એમ થાય છે કે ભણેલા ગુરુઓએજ પોતાના શિષ્યો કે પોતાની પાસે આવેલા સાધુઓને ભણાવવા જોઇએ, કેમકે જિનેશ્વર મહારાજના ગણધરો ૩૦૦-૩૫૦ અને ૫૦૦-૫૦૦ને વાચના આપતા હતા, તો પછી વર્તમાનમાં ભણેલા સાધુઓ સાધુઓને કેમ ભણાવે નહિ? અને ભણેલા સાધુઓજ જો પોતાના સાધુઓને ભણાવે તો વિદ્વાન્ ઉત્પન્ન કરવા માટે જૈનકોમને જરા પણ ચિંતા કરવાની રહે નહિ. જૈનકોમ તો ફક્ત જે ભણેલા સાધુઓ હોય અને તેના ચેલાને ભણાવવાનું હોય, તેને

માટે જ ચિંતા કરે. આ સર્વ કથન હકીકત સમજવા પૂરતું જ છે, કેમકે પ્રથમ તો ગણધરોની પાસે વાચના લેનારા, ગણધર મહારાજ વિચરતા હતા તે કાળમાં સાંસારિક વ્યવહારને માટે દરેકને તૈયાર થવું પડતું હતું, તેમાં સંસ્કૃત અને માગધી ભાષાનો જ મુખ્ય ભાગ હતો અને તેથી ભાષાજ્ઞાનને માટે તેઓને કાંઈ પણ કરવું પડતું નહિ, અને અને તેથીજ પાંચસો, પાંચસોની વાચના પણ સાથે થઈ શકતી હતી, પણ વર્તમાનમાં તો ઘણા સાધુ મહાત્માઓને પ્રવજ્યા લીધા પછી શરૂઆતનો મોટો ભાગ તો ભાષાજ્ઞાન અને તેની વ્યુત્પત્તિ મેળવવા માટેજ રોકવો પડે છે. તો તેવાઓને ભાષાજ્ઞાન અને વ્યુત્પત્તિ મેળવવા માટે પંડિતોની સામગ્રી આદિની સદ્‌ગૃહસ્થોને સગવડ કરવી પડે તે સ્વાભાવિક છે. વળી જિનેશ્વર ભગવાનની પાસે દીક્ષા લેનારો વર્ગ પહેલેથીજ ઘણો મોટો હોય છે, અને તેથી પાછળથી વધવાવાળા નાના વર્ગને તે મોટો વર્ગ અભ્યાસ કરાવી શકે, પણ વર્તમાનમાં તો તેવા મોટા સમુદાયનું પહેલેથી દીક્ષિત થવું એ સંભવિત નથી અને થતું પણ નથી. વર્તમાનમાં તો છૂટી છૂટી દીક્ષાઓ થાય છે, અને તેથી બધાનો અભ્યાસ એક સરખો રાખવો અને રહે એ તો કેવળ સાધુસંસ્થાના રૂપી અને સમયધર્મથી સહેલાનેજ માત્ર વાચાળતાને અંગેજ કહેવાનું બને વળી દરેક સાધુ જુદી જુદી વખતે દીક્ષિત થતા હોવાને લીધે તેમના ગુરુ ભણેલા હોય તોપણ દરેકને જુદા જુદા પાઠ આપવામાં પહોંચી ન શકે તે સ્વાભાવિક છે, અને તેથી સાધુસમુદાયને વિદ્વાન્ બનાવવા માટે શ્રાવકોએ ધ્યાન આપવું એ પહેલે નંબરે જરૂરી છે આ કહેવાનો અર્થ એ નથી કે ભણેલા સાધુઓએ પોતાના સમુદાયને ભણાવે નહિં. ભણેલા સાધુઓએ પોતાની સમુદાયને ભણાવવા માટે તો તનતોડ મહેનત કરવી જ જોઈએ, પણ ભણેલા સાધુઓ, મદદ કરવાને શક્તિમાન હોય તેવા પોતાના સાધુઓને ભણાવે તોપણ જેની ગ્રહણશક્તિ થઈ નથી તેવાઓને માટે પંડિતની જરૂર રહે તે સહેજે સમજી શકાય તેવી ચોકખી બાબત છે. વળી જે જે વિષયો શિષ્યો ભણવા માગે અગર જે જે

વિષયોમાં તે ઘણી ઉંચી લાઈનનું જ્ઞાન મેળવવા માગે, તે તે વિષયો અને તેવું તેવું ઉંચું જ્ઞાન દરેક ગુરૂ મહારાજમાં હોય એમ માનવું તે કોઈપણ પ્રકારે વ્યાજબી નથી. વળી અભણ સાધુઓને શિષ્ય થવાની વાત કરીને તે સમયધર્મીએ સનાતન શાસનના સત્યને સરકાવી દીધું છે. શાસ્ત્રમાં દીક્ષા દેવાનો હક અભણને કોઈ દિવસ પણ આપવામાં આવ્યો નથી, છતાં કદાચ કોઈ અભણ હોય અને તેણે પોતાના કુટુંબના કે સંબંધવાળાને દીક્ષા આપી હોય તો તેવાઓને માટે પણ વિદ્વાન્ બનાવવા તરફ લક્ષ રાખવું એ શ્રાવકોનું જરૂરી કર્તવ્ય છે.

## ઉંચા તત્ત્વજ્ઞાનને જાણવા, સાંભળવા ને પ્રચારવાની ઈચ્છા હોય તો શું કરવું ?

ધ્યાન રાખવું કે સાધુઓ પાસેથી ઊંડા તત્ત્વજ્ઞાનને સાંભળવાની ઈચ્છા જૈનકોમથી ત્યારે જ સફળ કરી શકાશે કે જ્યારે તેઓ વિદ્વા બનાવવાની ઠામઠામ સગવડ પૂરી પાડશે. વર્તમાનની સ્થિતિ દેખીએ કોઇપણ શ્રાવકે કોઈપણ સાધુને ઉંચા તત્વજ્ઞાન સંબંધી વાત પૂ જોઈએ જ નહિ, અને કદાચ પૂછે તો શ્રાવકોની રીતિઓને અનુસ સાધુમહાત્મા એમ કહી શકે કે સ્કૂલ અને કોલેજ વગર ઉંચા અભ્યા ઈચ્છા કરનારા અણુસમજુની માફક તમે અમારી પાસે સગવડ સિવાય શી રીતે ખુલાસા મેળવવાના ભાગ્યશાળી બનવા તૈયાર થયા

## શ્રુતજ્ઞાનનો ઉદ્ધાર કરનાર સંસ્થાની આવશ્યકતા.

વળી મંદિર બાંધવાના મિસ્રીઓ ઘણી જગોપર મળે છે, ચંદરવા-પુંઠીઆં ભરનારા કારીગરો ઘણી જગોપર મળે છે, પણ જ્ઞાનના ઉદ્ધારની એવી કોઈપણ સગવડ કરી આપનારી કોઈપણ સંસ્થા હયાતિમાં નથી એ જૈનકોમને ખરેખર વિચારવા જેવું છે. ઉજમણું કરનારા ભાગ્યશાળીને મોટી રકમ જ્ઞાન ખાતે ખર્ચવાનું મન થાય તોપણ જૈન-કોમમાં તેવી કોઈ સંસ્થા નથી કે ચંદરવા-પુંઠીઆં વિગેરેની માફક તે

ઉજમણું કરનારને લાખો શ્લોકો લખાવવાની સગવડ કરી આપે, કે લાખો શ્લોકોનું શુદ્ધ રીતિસર મુદ્રણ કરી દે. આ જ્ઞાન આરાધનના પ્રસંગને અંગે નથી, નથી એમ જે કહેવામાં આવ્યુ છે તે વાચક કે શ્રોતાને વાંચી કે સાંભળી રહેવા માટે નથી, પણ તે કાર્યની સિદ્ધિને માટે કમર કસી જૈનકોમના ભાગ્યશાળીઓએ ઉજમણું કરનાર ભાગ્યવંતના જ્ઞાન આરાધનના કાર્યમાં સંપૂર્ણ રીતે મદદગાર થવું જોઇએ. જૈનકોમમાં એવી સંસ્થાની હજુ ત્રુટીજ છે કે જે સંસ્થા ઉજમણું કરનારાઓને પુસ્તક લખાવવું કે છપાવવું કે તેના સાધનો પૂરાં પાડી જ્ઞાન આરાધનના કાર્યને બજાવવામાં મદદ કરનાર થાય.

## સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન બન્નેની આવશ્યકતા છતાં જ્ઞાનપ્રચારની આવશ્યકતા.

જો કે સમ્યગ્દર્શન એજ મોક્ષમાર્ગનું મૂળ છે. સમ્યગ્દર્શનથી જ મોક્ષની પ્રાપ્તિના આંતરાનો નિયમ થઇ શકે છે, અને તેથીજ સમ્યગ્દર્શનને ધર્મના મૂળ, દ્વાર, પ્રતિષ્ઠાન, આધાર, ભાજન અને નિધિ તરીકે ઓળખવામાં આવે છે, અને સમ્યગ્દર્શનવાળાને જ મોક્ષમાર્ગની અપેક્ષાએ જ દેખનાર તરીકે ગણવામાં આવે છે. જો સમ્યગ્દર્શન ન હોય તો આરાધકપણાની દૃષ્ટિએ તેને આંધળો ગણવામાં આવે છે, પણ તે સમ્યગ્દર્શન જીવાદિ તત્ત્વોના હેય, જ્ઞેય અને ઉપાદેયપણાના નિશ્ચયરૂપ હોય છે.

## અનુભવજ્ઞાન કોને કહેવું ?

જીવાદિ તત્ત્વોના હેય, ઉપાદેયપણાના નિશ્ચય સિવાય જીવાદિક તત્ત્વોનું જ્ઞાન હેય, ઉપાદેય વિભાગ તરીકે ન થયું હોય, પણ માત્ર જ્ઞેય પદાર્થ તરીકે થએલું હોય તો તે જીવાદિ તત્ત્વોનું જ્ઞાન તો શું ! પણ કંઇક ન્યૂન દશપૂર્વ સુધીનું જ્ઞાન હોય. તો પણ તે જ્ઞાનરૂપ ગણાતું નથી. આ ઉપરથી જે કેટલાકોના મનમાં શંકા રહે છે કે જે પૂર્વગત શ્રુત મહાવિદેહના પ્રમાણવાળા કામ ભમરા હાથીએ લખી શકાય તેવાં

તત્વાર્થસૂત્ર વિગેરેમાં 'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः' એવું સૂત્ર સમ્યગ્દર્શનની મુખ્યતાવાળું છતાં પણ 'सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः' એવું સમ્યગ્જ્ઞાનની પ્રધાનતા અને પ્રથમતાવાળું સૂત્ર જણાવે છે, અર્થાત્ સમ્યગ્દર્શનની ઉત્પત્તિવાળાને સમ્યગ્જ્ઞાનની ઉત્પત્તિ ઘણીજ જરૂરી છે અને તે સમ્યગ્જ્ઞાનની ઉત્પત્તિનું સાધન વર્તમાનકાળમાં પુસ્તકો સિવાય બીજું કાંઈજ નથી, માટે ઉજમણું કરવાવાળાઓએ સમ્યગ્દર્શનના સાધનો તરફ અને સાધુઓને પંડિત બનાવવાને માટે જેવી રીતે ઉદારતા કરાય, તેવી જ રીતે બલ્કે તેનાથી પણ સમ્યગ્જ્ઞાન એ આખા શાસનની જડ હોવાથી અધિક ઉદારતા કરીને આરાધવા જેવું છે. વસ્તુતાએ ઉજમણું કરનારાઓએ મહારાજા કુમારપાળ, વસ્તુપાળ તેજપાળ, સંગ્રામ સોની વિગેરે ભાગ્યશાળીઓએ કરોડો રૂપીઆ ખર્ચીને જ્ઞાન-ભંડારો મુદ્રણકળા નહોતી તે વખતે લખાવીને પણ કર્યા છે, તો પછી વર્તમાન જમાનામાં મુદ્રણકળાનો લાભ ઉઠાવી મુદ્રિત કરવાદ્વારાએ કે લખાવવાદ્વારાએ એક એક જ્ઞાન-ભંડાર કરવો જ જોઈએ.

**જ્ઞાનના સાધનો સારાં અને આદર કરવા લાયક કરવાં.**

વળી ભગવાનને બિરાજમાન કરવાને સ્થાને આગળ પાછળ તરીકે હજારોના ચંદરવા અને પુંઠીઆં કરાવવામાં આવે તો જ્ઞાનને માટે શા માટે તેવાં અત્યંત સુશોભિત અને અનુમોદના કરાવે તેવાં ચાંદીનાં, કાચના કે ચંદન, કપૂર વિગેરે લાકડાંના નાના કે મોટા કબાટો કરવામાં ન આવે? આપણે તપાસીશું તો માલમ પડશે કે ભગવાનની આંગી અને ઘરેણાં બનાવવાનો જેટલો ઉલ્લાસ ઉજમણું કરનારાઓને હોય છે, તેનો અંશ પણ ઉલ્લાસ પુસ્તકોના કિંમતી કે સારાં પુંઠા કરવામાં કે જરીઆનના કે રેશમના રૂમાલોથી જ્ઞાનની ભક્તિ કરવાના ભાવો થતા નથી કે પ્રવૃત્તિ પણ થતી નથી, પણ તે વસ્તુ જ્ઞાનની કિંમત ઉજમણું કરનારને સમજાઈ નથી એમ જ સૂચવે છે, જો જ્ઞાનની કિંમત સમજાઈ હોય તો દેવતાઓ જેમ ભગવાનની પ્રતિમાની માફક જ પુસ્તકરત્નોને આરાધે છે અને રાખે છે, તેવી રીતે ઉજમણું કરાવનારાઓ પણ કેમ ન રાખે?

ધના કરવાવાળા ઇચ્છાવાળાઓએ ચારિત્રના અર્થી દરેક જીવોના દરેક પ્રકારના વિઘ્નો કે અગવડો દૂર કરવા માટે આવશ્યક પ્રયત્ન કરવોજ જોઇએ, કેમકે સામાન્ય નિયમ પ્રમાણે જે વસ્તુને આપણે ઉત્તમોઉત્તમ ગણીએ, અને જે વસ્તુની પ્રાપ્તિ દરેક જીવો કરે એવું ઇચ્છીએ, તેમજ જે વસ્તુની પ્રાપ્ત કરનારાઓને પરમેષ્ઠિપદમાં દાખલ કરી આરાધ્યકોટિમાં મેલીએ તે વસ્તુની પ્રાપ્તિ કરનારા કૃષ્ણ મહારાજની માફક પોતાના ઘરમાંથી કે અન્ય કુટુંબમાંથી ઉભા કરવા તો દૂર રહ્યા, પણ જેઓ સ્વયં તેવી ઉત્તમ વસ્તુને લેવાને તૈયાર થયા હોય તેના બાહ્ય અંતરાયોને દૂર કરીએ નહિ કે તેની પૂરતી સગવડ પણ કરી દઇએ નહિ, તો તે કહેવાની આરાધ્યતા કે પૂજ્યતા ગણાય માટે ઉજમણું કરવાના અર્થીઓએ સમ્યગ્દર્શન, અને જ્ઞાનની માફકજ ચારિત્રનું પણ આરાધન યોગ્યરૂપે અને ઉદાર ભાવે કરવુંજ જોઈએ અને એ ઉજમણાના મંડપમાં ચારિત્રના ઉપકરણનો વિભાગ પણ દેખનારની દૃષ્ટિને ખેંચવા સાથે અનુમોદનીય થાય તેવો બનાવવોજ જોઇએ. ઉજમણાને અંગે મહારાજા શ્રીપાળે સાધર્મિક વાત્સલ્યનો આદર કર્યો છે અને તેનો આદર સામાન્યરૂપે તો દરેક સ્થાને થાય છે, પણ તે આદર માત્ર ભોજન કરાવવા રૂપે થાય છે, તેની સાથે સાધર્મિકોની ભક્તિ અને બહુમાન થાય અને દરેક સાધર્મિક ઉપર વાત્સલ્યબુદ્ધિ એટલે હેતબુદ્ધિ થાય તે દરેક ઉજમણું કરવાવાળાને ઘણું જરૂરી છે

આવી રીતે તપ અને ઉદ્યાપનને માટે ઘણા વિસ્તારથી લખાએલું છે છતાં જેઓ આ લેખને આદ્યંત વાંચી, વિચારી પોતાની શ્રદ્ધા અને કરણીમાં ઉતારશે કે બીજાને સમજાવી ઉતારવા પ્રયત્ન કરશે તો અમારો આ પ્રયત્ન સફળ થએલો ગણીશું. મતિમંદતાથી કે અન્ય કોઈ કારણથી આગમ વિરૂદ્ધ લખાયું હોય તેનો મિચ્છામિ દુક્કડં દેવા સાથે શાસનની જયપતાકાની અભિલાષા રાખી આ લેખ સમાપ્ત કરવામાં આવે છે.